# પ્રકાશકનું નિવેદન

ગયે વરસે શ્રી વિનોબાના શ્રાદ્ધના તેર દિવસ નામના પુસ્તકના નિવેદનમાં અમે જણાવ્યું હતું કે,

> "નવજીવન પ્રકાશન મંદિરે શ્રી વિનોબાના સાહિત્યનો એક સંગ્રહ મધુકર નામથી પ્રસિદ્ધ કર્યો છે તથા ગુજરાત વિદ્યાપીઠ તરફથી स्वराज्य शास्त्र ગુજરાતીમાં બહાર પાડવામાં આવ્યું છે; એ ઉપરાંત એમનું બીજું સાહિત્ય ગુજરાતીમાં ઉતારી પ્રગટ કરવાની જવાબદારી અમે લીધી છે તેની શરૂઆત આ ભાષણોથી અમે કરી છે. તેમનો જીવનદૃષ્ટિ નામનો મરાઠી સંગ્રહ ગુજરાતીમાં તૈયાર છે અને છપાય છે. તે પછી તરત જ તેમનાં ગીતાપ્રવચનો છાપવાનું કામ હાથ પર લેવામાં આવશે એટલું ગુજરાતના વાચકોને જણાવતાં અમને આનંદ થાય છે."

એક વરસ પર બતાવેલી ઉમેદ આજે પૂરી થઈ અને આ જીવનદૃષ્ટિ પુસ્તક પ્રગટ કરી ગુજરાતના વાચકોને આપતાં અમને આનંદ થાય છે.

શ્રી વિનોબાની શૈલીથી પરિચિત સૌ લોકોને તેમ જ ગાંધીજીની વિચારસરણીના ચાહકોને આ પુસ્તક ઘણું ગમશે એવી અમને શ્રદ્ધા છે. ઉપરાંત, ઉપરના ઉતારામાં આપેલો કોલ પૂરો કરવાની અમારી પ્રવૃત્તિ ચાલુ છે.

એક બે બાબત આ તરજુમા વિષે જણાવવી જરૂરી છે. મૂળ મરાઠી સંગ્રહમાંથી श्रमदेवाची उपासना અને राज्यकारण की स्वराज्यकारण એ બે લેખ આમાં છોડી દીધા છે કેમ કે તે બન્ને મધુકરમાં આવી ગયા છે ત્રીજો, साहित्याची दिशाभूल, મધુકરમાં

હોવા છતાં શ્રી વિનોબાની ભલામણ હોવાથી અહીં પહેલો લીધો છે. મરાઠી જીવનદૃષ્ટિની પ્રસ્તાવનામાં તેમણે કહ્યું છે :

"આ પુસ્તક વિદ્યાર્થીઓના વાંચવામાં આવશે. તેમને અને બીજાઓને પણ મારી સૂચના છે કે તેઓ આ લખાણ તરફ જીવન-દૃષ્ટિથી જુએ, કેવળ સાહિત્યદૃષ્ટિથી ન જુએ. તેમાં વ્યક્ત થયેલા મૂળ વિચારોની તેઓ બુદ્ધિથી ચકાસણી કરે અને જે ગ્રહણ કરવા જેવું લાગે તેને આચરણમાં ઉતારવાનો પ્રયત્ન કરે. સાહિત્યની દિશાભૂલ એ લેખ પ્રથમ વાંચી જવો. પછી બીજા લેખો ને ભાષણો વાંચવાં.

"જ્ઞાન કરતાં પણ દૃષ્ટિ મહત્ત્વની હોય છે."

સૌ વાચકો લેખકની આ ભલામણ ધ્યાનમાં રાખશે તો તેમને આ પુસ્તકના વાચનનો વધારેમાં વધારે ફાયદો થશે.

અમદાવાદ, ૨૦–૧૨–'૪૯

# પ્રસ્તાવના

આ પુસ્તકમાં આપેલાં મારાં લેખો અને ભાષણોની પસંદગી અધ્યાપક ચોરઘડેએ કરેલી છે. આનું રસિક અને સમર્થક નામ જીવનદષ્ટિ પણ એમનું જ પાડેલું છે. પુસ્તકની પહેલી આવૃત્તિ હું કૃષ્ણમંદિરમાં હતો ત્યારે જ બહાર પડી હતી. એમાંનાં વ્યાખ્યાનો આ આવૃત્તિમાં સુધાર્યાં છે. લેખોમાં કશો ઝાઝો ફેરફાર કરવાપણું ન હતું. કયાંક એકાદ શબ્દ બદલ્યો છે.

આ પુસ્તક વિદ્યાર્થીઓના વાંચવામાં આવશે. તેમને અને બીજાઓને પણ મારી એવી સૂચના છે કે તેઓ આ લખાણ તરફ જીવન-દષ્ટિથી જુએ. કેવળ સાહિત્ય-દષ્ટિથી ન જુએ. તેમાં વ્યક્ત થયેલા વિચારોની તેઓ બુદ્ધિથી ચકાસણી કરે અને જે ગ્રહણ કરવા જેવું લાગે તેને આચરણમાં ઉતારવાનો પ્રયત્ન કરે. 'સાહિત્યની દિશાભૂલ' એ લેખ પ્રથમ* વાંચી જવો. પછી બીજા લેખો ને ભાષણો વાંચવાં.

જ્ઞાન કરતાં પણ દષ્ટિ વધારે મહત્ત્વની હોય છે. ચોરઘડેની અપેક્ષા છે તે પ્રમાણે આ પુસ્તક દ્વારા વાચકોને એવી દષ્ટિ મળો.

પરંધામ, પવનાર — વિનોબા
૬-૭-'૪૬

---

* આ અનુવાદમાં આ લેખ આ ભલામણ ખ્યાલમાં રાખી પહેલો આપવામાં આવ્યો છે. —અનુ૦

# અનુક્રમણિકા

૧

# સાહિત્યની દિશાભૂલ

ગામડાંના સામાન્ય ભણેલાગણેલા લોકોનાં ઘરમાં છાપેલું સાહિત્ય કયું મળી આવે છે તેની અમે એક વાર તપાસ કરી હતી. તેને પરિણામે જણાયું કે, બધું મળીને પાંચ પ્રકારનું સાહિત્ય વંચાય છે: ૧. વર્તમાનપત્રો, ૨. શાળોપયોગી પુસ્તકો, ૩. નાટકો, નવલકથાઓ, વાર્તાઓ વગેરે; ૪ પૌરાણિક અને ધાર્મિક ગ્રંથો — મુખ્યત્વે પ્રાંતિક ભાષાના; અને ૫. વૈદક વિષેનાં પુસ્તકો.

આનો અર્થ એવો થયો કે આપણે લોકોનાં મન સુધારવા માગતા હોઈએ તો ઉપર જણાવેલા પાચ પ્રકારના સાહિત્યમાં સુધારણા કરવી જોઈએ.

આ વરસના સાહિત્ય સંમેલનના પ્રમુખે મરાઠી ભાષાનું પહેલા પ્રકારનું એટલે કે વર્તમાનપત્ર સાહિત્ય કેટલું અધોગતિએ પહોંચ્યું છે એ તરફ મહારાષ્ટ્રના વિદ્વાનોનું અને સાહિત્યભક્તોનું ધ્યાન ખેંચ્યું છે. એમ કરીને એમણે મરાઠી ભાષાની સારી સેવા કરી છે એમ કહેવું જોઈએ.

ગઈ સાલની વાત છે. મારા એક મિત્રે મને કહ્યું, "મરાઠી ભાષા કેટલે ઊંચે ચડી શકે છે એ જ્ઞાનદેવે બતાવ્યું; અને તે કેટલી નીચે પડી શકે છે તે આજનાં આપણાં છાપાં બતાવે છે!" પ્રમુખે કરેલી ટીકાનો અને મારા મિત્રના ઉદ્‌ગારોનો प्राधान्येन व्यपदेशः એ ન્યાયે અર્થ કરવાનો છે. એટલે બધાં જ વર્તમાનપત્રો હકીકતે પ્રશાન્ત મહાસાગરના તળિયા સુધી જઈ પહોંચ્યાં છે એમ સમજવાનું નથી. સામાન્યપણે પરિસ્થિતિ કેવી છે એટલું જ એ

પરથી જોવાનું છે. આ રીતે જોતાં આ ટીકા યથાર્થ છે એમ દુઃખ સાથે કબૂલ કરવું પડે છે.

પણ એમાં દોષ કોનો? કોઈ કહે છે, તંત્રીઓનો; કોઈ કહે છે, વાચકોનો; કોઈ કહે છે, મૂડીવાળાઓનો. ગુનામાં ત્રણેય સામેલ છે અને 'કમાણીનો હિસ્સો' ત્રણેયને મળવાનો છે, એ વિષે કંઈ શંકા નથી. પણ મારા મત પ્રમાણે ગુનો કરનારા આ ત્રણે હોય તોયે ગુનો કરાવનારો જુદો જ છે, અને એ જ આ પાપનો મુખ્ય 'ધણી' છે. એ કોણ છે? એ છે સાહિત્યની વ્યાખ્યા કરનારો ચબરાક અથવા ભ્રષ્ટરુચિ સાહિત્યકાર.

कुरोधु वादुकळु । प्राणितापढाळू । उपहासु चाळु । वर्मस्पर्शु ॥ आटु वेगु विंदाणु । आशा शंका प्रतारणु । કટાક્ષમાં બોલવું, ઝઘડાને ઉત્તેજન આપવું, બીજાનો જીવ બાળવો, ઠેકડી કરવી, અપમાન કરવુ, મર્મભેદ કરવો, હઠીલાપણું આવેશ, કપટ, ખોટી આશા આપવી, સંદિગ્ધપણું અને છેતરપિંડી — આ બધા જ્ઞાનદેવે વાણીના અવગુણો કહ્યા છે. પણ આપણા સાહિત્યકારો આ જ ગુણોને કે અવગુણોને 'વાગ્ભૂષા' એટલે સાહિત્યની સજાવટ માને છે. અગાઉ એક વખત टवाळा आवडे विनोद (ટીખળી માણસને વિનોદ કરવાનું ગમે છે), એ રામદાસ સ્વામીના વચન પર કેટલાક સાક્ષરો ભિકળી ભિડ્યા હતા. સમર્થ રામદાસનો એમ કહેવામાં ભાવાર્થ શો હતો તે ધ્યાનમાં લઈને તેમાંથી યોગ્ય બોધ ગ્રહણ કરવાને બદલે વિનોદનું જીવનમાં અને સાહિત્યમાં શું સ્થાન છે તેની રામદાસ સ્વામીને ખબર જ ન હતી એવી જબરી શોધ એ લોકોએ કરી! ઉપહાસ, ઉતારી પાડવું, મર્મસ્પર્શ વગેરેને જ્ઞાનદેવે વાણીના અવગુણ તરીકે ગણાવ્યા એમાં પણ આપણા સાહિત્યકારો, પોતાની સાહિત્યની વ્યાખ્યા પ્રમાણે, જ્ઞાનદેવનું અજ્ઞાન જોશે એમાં શંકા નથી.

સ્વામી રામદાસને ને જ્ઞાનદેવને રાષ્ટ્રકલ્યાણની તાલાવેલી લાગી હતી; અને આપણા આજના વિદ્વાનોને પોતાની કટાક્ષવાણી ને

ઝમકવાળી ભાષાથી રાષ્ટ્રઘાત થતો હોય તોપણ તેવી વાણી કેમ લખાય એની જ ચિંતા થાય છે. આ એ બે વચ્ચેનો મુખ્ય તફાવત છે. સત્ય મરી જાય તો વાંધો નહીં, પણ સાહિત્ય જીવવું જોઈએ, એવી આપણી આજની સાહિત્યનિષ્ઠા છે.

'હે પ્રભુ, હજી સુધી મને પૂર્ણ અનુભવ થતો નથી, તો પછી મારે કેવળ કવિ જ બનીને રહેવું કે શું?' એમ તુકારામ પ્રભુ પાસે પોતાનું દુઃખ રડે છે; અને આપણો આજનો સાહિત્યકાર તુકારામના એ વચનમાં કાવ્ય કેટલું ઊતર્યું છે તે જ તપાસવા બેસે છે! આપણી શાળાઓમાં ચાલતી શિક્ષણની આખી પદ્ધતિ આવી છે. મેં એક નિબંધ વાંચ્યો હતો. તેમાં લેખકે તુલસીદાસની શેક્સપિયરની સાથે સરખામણી કરીને કોનું સ્વભાવચિત્રણ કયા દરજ્જાનું છે એની ચર્ચા કરી હતી. એટલે કે જે તુલસીદાસનું રામાયણ હિંદુસ્તાનના કરોડો લોકોને માટે અને તેમાંય ગામડાંના લોકોને માટે જીવનનો માર્ગ-દર્શક ગ્રંથ બન્યો છે, તેનું અધ્યયન પણ આ ભલો માણસ સ્વભાવ-ચિત્રણની શૈલીની દૃષ્ટિથી કરવાને નીકળી પડેલો. મારા કથનમાં કોઈને કદાચ અતિશયોક્તિ લાગશે, પણ મને ઘણી વખત એવું લાગે છે કે આ શૈલીભક્તોએ રાષ્ટ્રના ચારિત્ર્યને મારી નાખવાનો ધંધો માંડ્યો છે!

શુકદેવનો એક શ્લોક છે. એનો ભાવાર્થ એવો છે કે, જે સાહિત્યથી જનતાનું ચિત્ત શુદ્ધ થાય છે તે ઉત્તમ સાહિત્ય. જેઓ સાહિત્યશાસ્ત્રકાર કહેવાય છે અને જેમની આપણા મન પર અસર થાય છે, તેઓ આ વ્યાખ્યા સ્વીકારતા નથી. તેમણે શૃંગારથી માંડીને બીભત્સ સુધીના જુદા જુદા રસ કલ્પ્યા છે, અને એ રસ જેમાં હોય તે સરસ સાહિત્ય છે એમ ઠરાવ્યું છે. સાહિત્યની આ, આખી વ્યાખ્યા સ્વીકારી લો, એમાં પુરુષાર્થની ખામી ઉમેરો, અને પછી કહો કે, મરાઠી વર્તમાનપત્રોમાં હાલ જે જાતનું લખાણ આવે છે તેનાથી જુદી જાતનું કયું લખાણ નીપજે?

## ૨

# મારી ઝંખના

यज्जातीयो यादृशो यत्स्वभावः
पादच्छायासंश्रितो योऽपि कोऽपि ।
तज्जातीयस्तादृशस्तत्स्वभावः
श्लिष्यत्येनं सुंदरो वत्सलत्वात् ॥

—श्रीकूरत्ताळ्वार

એક તામિલ વૈષ્ણવ ભક્તનો આ શ્લોક છે. એનો અર્થ આ પ્રમાણે છે:

ભગવાનનાં ચરણની છાયાનો જેણે આશ્રય કર્યો છે તેને ભગવાન સુંદરરાજ વત્સલભાવે ભેટે છે. ભક્ત જે જ્ઞાતિનો, જે સ્વભાવનો, તેમ જ જેવો હોય, તે જ્ઞાતિના, તે સ્વભાવના અને તેવા ભગવાન તેને માટે બને છે.

મદુરા પાસે આવેલા જાણીતા 'અળગાર' મંદિરની ભગવાન વિષ્ણુની મૂર્તિ બહુ પ્રાચીન કાળમાં સ્થપાયેલી હોઈ તે મૂર્તિનું નામ 'સુંદરરાજ' છે. દક્ષિણ ભારત હિંદી પ્રચાર સભાના પદવીદાન સમારંભ પ્રસંગે હું મદ્રાસ ગયો, ત્યારે મદુરાની મીનાક્ષીદેવીનાં દર્શને જઈ આવ્યો હતો. તે વખતે ત્યાંથી ૮ માઈલ દૂર આવેલા એક ડુંગર પર સુંદર જગ્યાએ વસતા આ સુંદરરાજનાં પ્રભુકૃપાથી દર્શન મને થયાં કારણ કે મીનાક્ષીના મંદિરની જેમ આ સુંદરરાજનું મંદિર પણ હરિજનોને માટે ખુલ્લું થયું છે. મૂર્તિનું નામ દર્શાવે છે તેમ, સાચે જ તે કોઈ પંઢરપુરના પાંડુરંગની યાદ આપે છે. સુંદરરાજે માત્ર પોતાના હાથ કેડ ઉપર મૂકેલા નથી; બાકીનો બધો ઠાઠ પાંડુરંગના જેવો જ છે. બારીક કોતરકામ, ભવ્ય ગોપુર વગેરે દક્ષિણની

વિશેષતાઓ તો છે જ. તે બધી અહીંયાં પાંડુરંગને મળી નથી; બાકી ભક્તવત્સલતા તેની જ છે. પાંડુરંગની જેમ સુંદરરાજ પણ ત્યાં 'ચિતચોર' નામથી જાણીતા છે. પાંડુરંગનું નામ પણ સુંદરરાજના ભક્તમંડળમાં જાણીતું છે. તેમાંના એકે પાંડુરંગનું વર્ણન આ પ્રમાણે કર્યું છેઃ

मा यात पान्थाः पथि भीमरथ्यां
दिगंबरः कोऽपि तमालनीलः ।
विन्यस्तहस्तोऽपि नितंबबिम्बे
धूर्तः समाकर्षति चित्तवित्तम् ॥

(હે વટેમાર્ગુઓ, ભીમા નદીને રસ્તે જશો મા. ત્યાં શામળા વર્ણનો એક દિગંબર વસે છે. કેડે હાથ મૂકીને ઊભો હોવા છતાં એવો ધૂર્ત છે કે લોકોના ચિત્તરૂપી વિત્તને હરી લે છે.)

પાંડુરંગ અને સુંદરરાજ બન્ને વસ્તુતઃ એક જ છે, જુદા નથી. પરમાત્માનો સ્વભાવ પરમાત્માએ કદી છોડ્યો નથી — પ્રેમાળ, કૃપાળુ, ભક્તવત્સલ, ન્યાતજાત ન જોનાર, નામદેવના શબ્દોમાં सर्वांलागीं यावें समान दर्शन (સર્વેને આપીએ સમાન દર્શન) એવી વૃત્તિવાળો. સુંદરરાજના મંદિરમાં હરિજનપ્રવેશ થવાથી તેને માટેની નામદેવ તેમ જ કૂરથઆર બન્નેની લાગણી તૃપ્ત થઈ ગણાય. પાંડુરંગની બાબતમાં એવું ક્યારે થશે? તેને ત્યાં મનુષ્યમાત્રને ક્યારે પ્રવેશ મળશે?

નામદેવના જમાનામાં ખુદ નામદેવને તે પોતે લૂંટફાટના ધંધાવાળા હોવાથી શરૂઆતમાં પંઢરપુરના મંદિરમાં પ્રવેશ મળ્યો ન હતો. તેથી

पतितपावन नाम ऐकुनी आलों मी द्वारा ।
पतितपावन न होसि म्हणुनी जातों माघारा ॥

(તું પતિતપાવન છે એમ સાંભળીને હું તારે બારણે આવ્યો. પણ નામ પ્રમાણે તું પતિતપાવન થતો નથી, એટલે હું પાછો જાઉં છું.)

નામદેવને આમ સત્યાગ્રહ કરવો પડ્યો હતો. એમનો પૂરતો એ સત્યાગ્રહ તે વખતે સફળ નીવડ્યો. પણ હવે સમગ્ર હરિજનો તરફથી બધાય ભક્તજનોએ નામદેવની માફક સત્યાગ્રહ કરવાની જરૂર છે. એટલે હરિજનોએ મંદિરમાં ઘૂસી જવું એમ નહીં; એ દુરાગ્રહ થાય. પણ જ્યાં લગી હરિજનોને પ્રવેશ ન મળે ત્યાં લગી ભક્તમંડળીએ મંદિરમાં ન જવાનો સત્યાગ્રહ કરવો જોઈએ.

મારો પોતાનો એવો સત્યાગ્રહ સતત ચાલુ છે. મારી પાંડુરંગ પરની ભક્તિ મારું હૃદય જ જાણે છે. મૂર્તિના દર્શનમાં મારી શ્રદ્ધા છે. અત્યાર લગીનું મારું જીવન જ્ઞાનેશ્વર વગેરે સંતોના સત્સંગમાં વીત્યું છે. પણ હજુયે, મારી ઇચ્છા હોવા છતાં, પાંડુરંગનાં મારી આંખે હું દર્શન કરી શક્યો નથી. "જ્યાં સુધી હરિજનોને તારા મંદિરમાં પ્રવેશ મળતો નથી, ત્યાં સુધી હુંયે મારી જગ્યાએ જ સારો," એમ હું પાંડુરંગને કહ્યા કરું છું. મારી ઝંખના એ જાણે છે. અને તેને પણ એવી જ ઝંખના હશે, એ વિષે મને શંકા નથી.

काळी घोंगडी, काळी काठी, काळा दोरा कंठीं;
बोली महाराची थेट मन्हाटी, गाढीस लंगोटी;
पाओं वाहणा, मोठा शाहणा, पतितपावन नाम जयाचें.

(જેને ખભે કાળી કાંબળી છે, જેની પાસે કાળી લાકડી છે, જેના ગળામાં કાળો દોરો છે, જેની વાણી ઠેઠ મહારના (ઢેડના) જેવી મરાઠી છે, જેણે લંગોટી પહેરી છે, જેને પગે ચંપલ છે, જે બહુ શાણો છે, જેનું નામ પતિતપાવન છે.)

સુરગાંવ, ૫-૪-'૪૨

૩

# જિંદગીની ત્રણ મહત્ત્વની બાબતો*

મારા જીવનમાં હું ત્રણ બાબતોને પ્રધાનપદ આપું છું. તેમાંની પહેલી ઉદ્યોગ છે. આપણા દેશમાં આળસનું વાતાવરણ પાર વિનાનું છે. બેકારીને લીધે પણ આપણામાં આળસ પેઠું છે. ભણેલા લોકો તો કશું કામ કરે જ નહીં! જે દેશમાંથી ઉદ્યમને વિદાય મળી તે દેશમાં ભારે સડો પેઠો છે એમ સમજવું. જે કોઈ ખોરાક લે છે તેણે ગમે તે પ્રકારનો પણ ઉદ્યમ કરવો જ જોઈએ. ઉદ્યમ વિના બેસી રહો એ ન ચાલે. ઘરનું આખું વાતાવરણ ઉદ્યમમય હોવું જોઈએ. જે ઘરમાં ઉદ્યમની કેળવણી નથી તે ઘરનાં છોકરાં જોતજોતામાં ઘરનું સત્યાનાશ વાળશે. મૂળમાં જ સંસાર દુઃખમય છે. જેઓ સંસારમાં સુખ માનીને ચાલે છે તેમના જેવા ભ્રમમાં પડેલા બીજા કોઈ નથી. સમર્થ સ્વામી રામદાસે કહ્યું છે કે, मूर्खांमाजीं परम मूर्ख । जो या संसारीं मानी सुख. (જે આ સંસારમાં સુખ માને છે તેના જેવો મૂર્ખ બીજો નથી.) જે કોઈ મને મળે છે તે મારી આગળ પોતાનું દુઃખ રડે છે. મેં પોતે ક્યારનુંય જાણી લીધું છે અને ખૂબ વિચાર અને અનુભવે મારો વિચાર પાકો થયો છે કે, આવા આ સંસારને જરા પણ સુખી બનાવવો હોય તો ઉદ્યમ સિવાય બીજો ઉપાય નથી. સફાઈ કરવી હોય તોયે ઉદ્યમ કરવાની વૃત્તિ જોઈએ. આજે બધા કરી શકે એવો ઉદ્યોગ કાંતવાનો છે. કાપડની દરેક જણને જરૂર હોય છે, અને દરેક સ્ત્રી, પુરુષ, છોકરો, છોકરી, કાંતીને પોતાપૂરતું કાપડ પેદા કરી શકે છે. આપણે રેંટિયા સાથે પ્રીત બાંધીએ તો તે આપણો મિત્ર, આપણને શાંતિ આપનારો

* પવનારમાં તા. ૨૦–૧૨–'૩૫ને રોજ સાંજની પ્રાર્થના પછી આપેલું ભાષણ.

બને. મન ગમગીન થાય કે રેંટિયો લો; એથી સારું લાગશે. ગટે નામના કવિનું એક કાવ્ય છે. તેમાં તેણે એક બાઈનું ચિત્ર આલેખ્યું છે. એ બાઈનું ચિત્ત શોકથી વ્યાકુળ થયેલું હતું, એને કશું સૂઝતું ન હતું. છેવટે તેણે તકલી હાથમાં લીધી. કવિએ એમ બતાવ્યું છે કે એ તકલીથી એ બાઈને સાંત્વન મળ્યું. અને હું આ માનું છું. માણસે કામ સિવાય નવરા બેસી ન રહેવું જોઈએ. કોઈને ઊંઘ આવતી હોય તો ભલે સૂઈ જાય. તેમાં કશો વાંધો નથી. પણ કદી ઊઠયા પછી તેણે આળસમાં વખત ન કાઢવો જોઈએ.

બીજી મહત્ત્વની બાબત છે ભક્તિમાર્ગ. છેક નાનપણથી મારા પર કોઈ સંસ્કાર પડયા હોય તો તે ભક્તિમાર્ગના છે. તે વખતે મને કેળવણી મળી મારી બા પાસેથી. પછી આશ્રમમાં બન્ને વખતની પ્રાર્થના કરવાની ટેવ પડી. તેથી મારામાં એ બરાબર પચી. પણ ભક્તિ એટલે કર્મશૂન્યતા નથી. આપણે ઉદ્યોગ છોડી ખોટી ભક્તિ નથી કરવી. આખો દિવસ પવિત્ર ઉદ્યોગ કરી છેવટે સાંજે અને સવારે પ્રભુનું સ્મરણ કરવું જોઈએ. દિવસ આખો પાપો કરી, કે આળસમાં કાઢી પ્રાર્થના થતી નથી; સત્કર્મ કરીને, આખો દિવસ સેવામાં ગાળીને, એ સેવા સાંજે પ્રભુને અર્પણ કરવા માટે પ્રાર્થના કરવી જોઈએ. આપણે હાથે અજાણતાં થયેલાં પાપોની પ્રભુ માફી આપે છે. પાપ થાય તો તે માટે તીવ્ર પસ્તાવો થવો જોઈએ. નાનાંમોટાં બધાંએ એકઠાં થઈને રોજ કંઈ નહીં તો પંદર મિનિટ નિષ્ઠાપૂર્વક પ્રાર્થના કરવી જોઈએ. જે દિવસે પ્રાર્થના ન થઈ હોય તે દિવસ એળે ગયો જાણવો. ભગવાને નારદમુનિને કહ્યું છે કે "હું વૈકુંઠમાં ન હોઉં, યોગીના અંતરમાં પણ ન હોઉં કે સૂર્યમાં પણ ન હોઉં એમ બને; પણ કયાંય ન હોઉં તોયે જ્યાં મારા નામનું રટણ થતું હોય. ત્યાં અચૂક મળવાનો જ"* પણ

* नाहं वसामि वैकुण्ठे योगिनां हृदये रवौ ।
मद्भक्ता यत्र गायन्ति तत्र तिष्ठामि नारद ॥

આ નામરટણ કામ કર્યા પછી, ઉદ્યમ કર્યા પછી જ કરવાનું હોય. નહીં તો એ ઢોંગ થાય. મારો ભક્તિમાર્ગ આવો છે.

ત્રીજી એક બાબતનો મને શોખ છે. એ છે જાતે ખૂબ શીખવાનો અને બીજાઓને શીખવવાનો. જેને જે આવડતું હોય તે તેણે બીજાને શીખવવું, અને જેનાથી જે શિખાય તે તેણે શીખવું. ઘરડો હોય તોયે શીખે. અભંગ કે પ્રભાતિયાં શીખવાં, ગીતા મોઢે કરવી, ગણિત શીખવું, કંઈક ને કંઈક શીખવું અને જે શીખવી શકાય તેમ હોય તે બીજાને શીખવવું. નિશાળમાં અપાતી કેળવણી પર મને વિશ્વાસ નથી. પાંચછ કલાક છોકરાંઓને ગોંધી રાખવાથી તે કેળવાતાં નથી. જાતજાતના ઉદ્યોગો નિશાળમાં ચાલવા જોઈએ. પછી તેમાં એકાદ કલાક શીખવાય તો પૂરતું છે. મારી બા भक्तिमार्गप्रदीप વાંચતી હતી. તેને વાંચતાં બહુ ઓછું આવડતું. પણ તે એક એક અક્ષર છૂટો પાડી વાંચતી. એક દિવસ પંદર મિનિટ સુધી એક અભંગ વાંચવા છતાં તે પૂરો થતો ન હતો. હું મેડા પર હતો. છેવટે મેં નીચે આવીને તેને એ અભંગ શીખવી દીધો. મેં તેને તે ગાવાનું કહ્યું અને પંદરવીસ મિનિટમાં તેને તે અભંગ પૂરો આવડી ગયો. તે પછી રોજ થોડો વખત હું તેને ભણાવતો. આખરે તેની એ ચોપડી પૂરી થઈ. આવી રીતે જે જે આપણે શીખવી શકતા હોઈએ તે તે શીખવતા રહેવું જોઈએ, અને પોતે શીખતા પણ રહેવું જોઈએ.

આ ત્રણ બાબતો વિષે મારે જે કહેવાનું હતું તે મેં આજે કહી દીધું.

૪

# ઊંડો અભ્યાસ

અભ્યાસમાં લંબાઈ પહોળાઈનું મહત્ત્વ નથી, ઊંડાણનું મહત્ત્વ છે. લાંબા વખત સુધી કલાકોના કલાક જાતજાતના વિષયોનો અભ્યાસ કરતા રહેવું એને હું લાંબોપહોળો અભ્યાસ કહું છું. સમાધિમાં બેઠા હોઈએ તેમ રોજ થોડો વખત કોઈ નક્કી કરેલા વિષયનો અભ્યાસ કરવો એને હું ઊંડો અભ્યાસ કહું છું. દસબાર કલાક ઊંઘીએ, પણ આખો વખત તડફડિયાં મારતા હોઈએ અને સ્વપ્નો આવ્યા કરતાં હોય, તો એવી ઊંઘથી આરામ ન મળે. એથી ઊલટું, પાંચછ કલાક ઊંઘીએ, ને એ ઊંઘ સ્વપ્નાં વિનાની ને ગાઢ હોય, તો એટલી ઊંઘથી પૂરેપૂરો આરામ મળે. અભ્યાસનું પણ એવું જ છે. સમાધિ એ અભ્યાસનું મુખ્ય તત્ત્વ છે.

સમાધિયુક્ત ઊંડા અભ્યાસ વિના જ્ઞાન ન સંભવે. લાંબોચોડો અભ્યાસ ઘણે ભાગે આભાસાત્મક હોય છે; અને તેમાં શક્તિ વેડફાય છે તે જુદું. અનેક વિષયો પર અને અનેક પોથીનાં થોથાં વાંચ્યા કરવાથી કશો લાભ થતો નથી. અભ્યાસ વડે પ્રજ્ઞા સ્વતંત્ર અને પ્રતિભાશાળી થવી જોઈએ. બુદ્ધિને નવી નવી કૂંપળો ફૂટ્યા કરે એનું નામ પ્રતિભા. નવી કલ્પના, નવો ઉત્સાહ, નવી શોધ, નવી સ્ફૂર્તિ એ બધાં પ્રતિભાનાં લક્ષણ છે. આ પ્રતિભા દમલાબંધ પોથાંના વાચનથી અચૂક મરી જાય.

વર્તમાન જીવનને માટે જે કર્મયોગ આચરવો જરૂરી હોય તેને માટે પૂરતો વખત કાઢી જે કોઈ અભ્યાસ કરવાનો હોય તે કરવો જોઈએ. નહીં તો ભાવી જીવનની આશાએ વર્તમાન કાળમાં મોત વહોરી લેવા જેવું થાય. શરીર પર કેટલો ભરોસો રાખવા જેવો

છે તેનો અનુભવ દરેક માણુસને નિત્ય થાય છે. ભગવાન આપણામાં કંઈ ને કંઈ ખોડ રાખે છે એ તેની આપણા પર અપાર કૃપા છે. એ ખોડના ભાનને લીધે આપણે જાગ્રત રહીશું એવી તેની અપેક્ષા હોય છે.

રેખા જેમ બે બિન્દુઓથી નિશ્ચિત બને છે, તેમ જીવનનો માર્ગ પણ બે બિન્દુઓથી નિશ્ચિત બને છે. આપણે ક્યાં છીએ એ પહેલું બિન્દુ, અને આપણે ક્યાં જવાનું એ બીજું બિન્દુ. આ બે બિન્દુઓ નક્કી કર્યા એટલે જીવનની દિશા નક્કી થઈ જાણવી. આ દિશા ધ્યાનમાં લીધા વિના ગમે ત્યાં અટવાયા કરવાથી મજલ કપાતી નથી.

ટૂંકમાં, 'અલ્પ માત્રા, સાતત્ય, સમાધિ, કર્માવકાશ અને નિશ્ચિત દિશા' એ ઊંડા અભ્યાસનું સૂત્ર છે.

(ઉચિત ફેરફારો સાથે જૂના પત્રમાંથી ઉતારો)

## ૫

## બ્રહ્મચર્ય

માણસનું જીવન વ્યક્તિગત અનુભવનું બનેલું છે. એ અનુભવથી માનવસમાજનો ખૂબ વિકાસ થયો છે. પણ હિંદુ ધર્મે એ અનુભવનું શાસ્ત્ર રચી એક વિશિષ્ટ સાધના પ્રચલિત કરી. એ સાધના બ્રહ્મચર્યની છે. બીજા ધર્મોમાં સંયમની વાત નથી એવું નથી, પણ તેને શાસ્ત્રીય સ્વરૂપ આપીને હિંદુ ધર્મે જેમ તેને માટે ખાસ શબ્દ ઘડી કાઢ્યો તેવો શબ્દ બીજે જોવામાં આવતો નથી. ઝાડ નાનું હોય છે ત્યારે તેને સારામાં સારા ખાતરની જરૂર હોય છે. પોષણની જરૂર આખી જિંદગી હોય છે; પણ નાનપણમાં સૌને એ મળવું જોઈએ. આ દૃષ્ટિથી હિંદુ ધર્મે બ્રહ્મચર્યાશ્રમ ઊભો

કર્યો. પરંતુ આજે હું એ આશ્રમને વિષે નહીં પણ બ્રહ્મચર્ય વિષે બોલવાનો છું.

મારા અનુભવ પરથી મારો એવો મત બંધાયો છે કે, બ્રહ્મચર્યનું આજીવન પાલન કરવું હોય તો બ્રહ્મચર્યનો અભાવાત્મક ખ્યાલ ન ચાલે. વિષયસેવન કરીશ નહીં, એ અભાવાત્મક આજ્ઞા છે. એથી કામ સરતું નથી. બધી ઇન્દ્રિયોની શક્તિ આત્માને અર્થે વાપર, એવી ભાવાત્મક આજ્ઞા જોઈએ. બ્રહ્મચર્યની બાબતમાં અમુક વાત કરીશ નહીં, એમ કહેવાથી કામ નહીં સરે. અમુક કર, એમ કહેવું જોઈએ. માટે જ બ્રહ્મચર્ય એ શબ્દ યોજવામાં આવ્યો છે.

બ્રહ્મ એટલે કોઈ પણ બૃહત્ આદર્શ. કોઈ માણસ પોતાના પુત્રની સેવા તે પરમાત્મસ્વરૂપ છે એમ સમજીને કરે, અને એ પુત્ર સત્પુરુષ થાય એવી ઇચ્છા રાખે, તો એ પુત્ર એનું બ્રહ્મ થાય. પુત્રને માટે બ્રહ્મચર્યનું પાલન કરવું તેને માટે સહેલું થશે.

દીકરા માટે મા રાતદિવસ કષ્ટ વેઠે છે, છતાં પોતે પોતાના દીકરા માટે કશું જ કર્યું નથી એમ તેને લાગે છે કારણ કે પુત્રપ્રેમની સરખામણીમાં પોતે વેઠેલી મુશ્કેલીઓ તેને તદ્દન નજીવી લાગે છે. એ જ પ્રમાણે બ્રહ્મચારી માણસનું જીવન તપ અને સંયમથી ભરેલું હોય છે પણ તેની નજર સામે જે વ્યાપક આદર્શ હોય છે તેના પ્રમાણમાં એ બધો સંયમ અને તપ તેને નજીવાં લાગે છે. એવા માણસની બાબતમાં 'ઇન્દ્રિયનિગ્રહ હું કરું છું' એવો કર્તરિ પ્રયોગ ન રહેતાં 'ઇન્દ્રિયનિગ્રહ કરાય છે' એવો કર્મણિ પ્રયોગ જ રહે છે. કોઈ માણસ ગરીબોની સેવા કરવાનું ધ્યેય રાખે તો એ સેવા તેનું બ્રહ્મ કહેવાય. તેને અંગે એ જે કંઈ કરે તે એનું બ્રહ્મચર્ય. ટૂંકમાં બ્રહ્મચર્યપાલન માટે કોઈ પણ વિશાળ આદર્શ નજર સામે હોવો જોઈએ, એથી બ્રહ્મચર્ય પાળવાનું સહેલું બને છે.

બ્રહ્મચર્યને હું વ્યાપક ધ્યેયવાદ અને તેને માટેનું સંયમાચરણ કહું છું. બ્રહ્મચર્યને અંગેની આ મુખ્ય વાત મેં તમને કહી.

બીજી એક વાત હું તમને કહેવા માગું છું. આપણા જીવનની નાની નાની બાબતોમાં પણ નિયમન હોવું જોઈએ. ખાવું, પીવું, બોલવું, બેસવું, સૂવું વગેરે બધી બાબતોમાં નિયમન હોવું જોઈએ. ફાવે તેમ વર્તીએ અને ઇન્દ્રિયનિગ્રહ સધાય એવી આશા ફોગટ છે. ઘડામાં નાનું સરખું પણ કાણું હોય તો તે પાણી ભરવા માટે નકામો બને છે. ચિત્તનું પણ એવું જ છે.

(જૂના ભાષણમાંથી)

# ૬

# ઉદ્યોગમાં જ્ઞાનદૃષ્ટિ*

મિત્રો,

કાલે હું જે બોલ્યો, તેમાં બધાંને ઉદ્દેશીને મારે જે કંઈ કહેવાનું હતું તે મેં કહ્યું. આજે મારી સામે મુખ્યત્વે નિશાળના વિદ્યાર્થીઓ છે. તેમને ઉદ્દેશીને હું બોલવાનો છું.

આ શાળા સાથે મારો પહેલેથી સંબંધ છે. વીસ વરસથી આ શાળા ચાલે છે. કાળની સામે ટક્કર ઝીલી એ ટકી રહી છે. એનામાં ચીવટ છે. એનો જશ અહીંના શિક્ષકો અને જનતાને છે. તે માટે મારે એમને ધન્યવાદ આપવા ઘટે છે.

મારી દૃષ્ટિથી આપણી કેળવણીમાં આજે કોઈ પણ વસ્તુની વિશેષ જરૂર હોય તો તે વિજ્ઞાનની છે. હિંદુસ્તાનનો ઉદ્ધાર એકલી

*તુમસરની રાષ્ટ્રીય શાળામાં શિક્ષકો, વિદ્યાર્થીઓ અને ગ્રામજનો આગળ ૧૪-૨-'૪૨ને રોજ આપેલું ભાષણ.

ખેતીથી થવાનો નથી. હિંદુસ્તાન ખેતીપ્રધાન દેશ કહેવાય છે, અને યુરોપના દેશો ઉદ્યોગપ્રધાન કહેવાય છે. ખેતી એ હિંદુસ્તાનનો મુખ્ય ધંધો હોવા છતાં માથાદીઠ સરેરાશ સવા એકર જમીન આવે છે. ફ્રાન્સમાં માથાદીઠ સાડા ત્રણ એકર જમીન હોવા છતાં એ ઉદ્યોગપ્રધાન દેશ કહેવાય છે. આ પરથી હિંદુસ્તાનની દશા કેટલી કફોડી છે તે સમજાશે. આનો એવો અર્થ થાય કે, હિંદુસ્તાનમાં એકલી ખેતી થાય છે, બીજું કશું થતું નથી. અમેરિકાનાં સંયુક્ત રાજ્યો દુનિયામાં સૌથી વધારે ધનવાન દેશ છે. ત્યાં ખેતી અને ઉદ્યોગો બન્ને ભરપૂર ચાલે છે. એ દેશ યુદ્ધને માટે રોજના પંચાવન કરોડ રૂપિયા ખર્ચે છે. આપણા દેશની વસ્તી ચાળીસ કરોડ છે. આટલાં માણસોને આપણા ધોરણ પ્રમાણે જમાડીએ તો રોજનું પાંચ કરોડ રૂપિયા ખર્ચ થાય. એટલે આખા હિંદુસ્તાનને અગિયાર દિવસ જમાડી શકાય એટલું ખર્ચ અમેરિકા યુદ્ધને માટે દરરોજ કરે છે. આટલો સંપન્ન એ દેશ છે. હિંદુસ્તાનની માણસદીઠ સરેરાશ આવક પચાસસાઠ રૂપિયા ખેતીમાંથી, અને બાર રૂપિયા ઉદ્યોગમાંથી થાય છે. તેથી હિંદુસ્તાનને ખેતીપ્રધાન દેશ કહેવામાં આવે છે. હવે ઇંગ્લંડ તરફ જોઈએ તો ત્યાં પણ ખેતીની ઊપજ માણસદીઠ આપણી માફક જ સરેરાશ પચાસથી સાઠ રૂપિયાની થાય છે અને ઉદ્યોગમાંથી થાય છે પાંચસો બાર રૂપિયા! આ પરથી આપણો દેશ ક્યાં છે તેનો ખ્યાલ કરો.

આ સ્થિતિ બદલવી હોય તો આપણા વિદ્યાર્થીઓ, શિક્ષકો અને જનતા એ બધાએ ઉદ્યોગમાં નિષ્ણાત થવું જોઈએ. તે માટે આપણે વિજ્ઞાન શીખવું જોઈએ. તેને માટે

(અ) આપણું રસોડું આપણી પ્રયોગશાળા હોવી જોઈએ. ત્યાં કામ કરનારને કઈ કઈ ખાવાની ચીજમાં કેટલા ઉષ્ણાંક (કેલરી), કેટલું ઓજ (વિટામિન), કેટલું સ્નેહ (ફૅટ, ચરબી) વગેરે તત્ત્વો રહેલાં છે તેની પૂરેપૂરી શાસ્ત્રીય માહિતી હોવી જોઈએ. કેટલી

ઉંમરના માણસને, કયું કામ કરનારને કેવો આહાર જોઈએ, તેનું ગણિત પણ તેને આવડવું જોઈએ.

(આ) શૌચ તો બધા જાય છે. પણ શાળા સાથે સંબંધ ધરાવનાર માણસોને માટે એટલું બસ નથી. મળનો શો ઉપયોગ થઈ શકે, સૂર્યકિરણોની તેના પર શી અસર થાય છે, મળ ઉઘાડો રહેવાથી શું નુકસાન થાય છે ને કયા રોગ ફેલાય છે, મળનું ખાતર જમીનને આપીએ તો તેનો કસ કેટલો વધે છે વગેરે બધી બાબતોનું શાસ્ત્રીય જ્ઞાન આપણે એ ક્રિયામાંથી મેળવવું જોઈએ.

(ઇ) કોઈ છોકરો માંદો પડ્યો હોય તો તે શાથી માંદો પડ્યા? માંદગી આવી તે ફોગટની આવી નથી. એને આપણે ખાસ ખર્ચ કરીને બોલાવીએ છીએ. અતિથિની જેમ તેની બરદાસ્ત થવી જોઈએ. એ માંદગી શા માટે આવી, કેવી રીતે આવી, તેની તપાસ કરવી જોઈએ. તેની યથાવિધિ પૂજા, ઉપચાર શી રીતે કરવો તે સમજી લેવું જોઈએ. એ આવી તો તેની પાસેથી મળે તેટલું બધું જ્ઞાન ગ્રહણ કરવું જોઈએ. આમાં કેળવણીનો મુદ્દો રહેલો છે. એ જ્ઞાનદાત્રી આવી અને ગઈ, આપણે કોરાના કોરા રહી ગયા, એમ બીજાઓની જેમ આપણું વિદ્યાર્થીઓનું ન બનવું જોઈએ.

(ઈ) તમે અહીં કાંતો છો, ખાદી તૈયાર કરો છો, તે માટે તમને હું ધન્યવાદ આપું છું. પણ ખાદીવિદ્યાને લગતા શાસ્ત્રીય સવાલોના જવાબો તમે ન આપી શકો તો શાળા અને ખાદીઉત્પત્તિકેન્દ્ર અથવા કારખાનું એ બેમાં તફાવત શો? હું તો જોકે કારખાનામાં પણ જ્ઞાનની અપેક્ષા રાખું.

અહીંની શાળાના વિદ્યાર્થીઓ અંગ્રેજી વગેરેની પરીક્ષામાં પાસ થાય છે, બીજા વિદ્યાર્થીઓની સરખામણીમાં તેઓ ઊતરતા નથી, વગેરે મને થોડા વખત પર કહેવામાં આવ્યું પણ છોકરા પાસ થાય છે તેમાં કહેવા જેવું શું છે? આપણા છોકરા નાલાયક થોડા જ છે? ઇંગ્લંડના છોકરાઓને ઇતિહાસભૂગોળ વગેરે

વિષયો મરાઠીમાં શીખવી જુઓ પછી જોઉં કેટલા પાસ થાય છે! ઘણા વરસ પર વડોદરામાં એક સાહેબ આવ્યો હતો. તેણે ખાસાં વીસ વરસ ગીતાનો અભ્યાસ કર્યો હતો. આમ તો તે સારું બોલ્યો, પણ સંસ્કૃત શબ્દોના ઉચ્ચાર કરતાં તેને બરાબર ન આવડયું. તે બોલ્યો, कुरु कर्मैव तस्मात् त्वम् । વીસ વીસ વરસ સુધી અભ્યાસ કર્યા પછીયે એમનું એવું રહે છે. આપણે ત્યાં સેંકડો લોકો એમની ભાષામાં સરસ બોલે છે. પણ એ આપણી આ ભૂમિનો ગુણ છે. અહીં વિદ્યાની ઉપાસના હજારો વરસથી થતી આવી છે. આ કંઈ અહીંની શાળાના શિક્ષકોના કામનું પરિણામ નથી, એટલે અંગ્રેજી ભાષાના જ્ઞાનથી સંતોષ માનીને આપણું કામ નહીં સરે. આરોગ્યશાસ્ત્ર, રસાયનશાસ્ત્ર. પદાર્થવિજ્ઞાન, યંત્રશાસ્ત્ર વગેરે બધું આપણે શીખવું જોઈએ. શાસ્ત્રોની અને વિજ્ઞાનની આ યાદી સાંભળીને ગભરાવાની જરૂર નથી. ઉદ્યોગની સાથે સાથે એ સહેજે રમતમાં શીખી શકાય.

શીખવાની વિદ્યાઓ બે છે: એક આપણી આસપાસની વસ્તુઓ પારખવાની શક્તિ એટલે કે વિજ્ઞાન; અને બીજી આત્મજ્ઞાનપૂર્વક સંયમ એટલે કે અધ્યાત્મ. આને માટે વચગાળામાં સાધન તરીકે ભાષાની જરૂર પડે છે, એટલા પૂરતી તે શીખવી રહે છે. ભાષા ટપાલીનું કામ કરે છે. હું કાગળમાં કશું લખ્યા સિવાય તે ટપાલમાં નાખું તો એવો કોરો કાગળ પણ ટપાલી પહોંચાડે છે. ભાષા એટલે વિદ્યાનું વાહન. એનું આ મહત્ત્વ પણ ઓછું નથી. પણ વિજ્ઞાન અને અધ્યાત્મ એ જ વિદ્યા છે. એ બેનો જ હું વિચાર કરીશ. મારો રેંટિયો ભાંગી જાય તો હું માથે હાથ દઈને બેસીશ કે? સુથાર પાસે જઈ હું તે સમો કરાવીશ. એ જ પ્રમાણે મને વીંછી કરડે તો હું રડીને બેસી રહું એ ન ચાલે. એનો મારે ઇલાજ કરવો જોઈએ. આવી જ રીતે આત્માના અલિપ્તપણાનું ભાન પણ થવું જોઈએ. તે મારા હાડમાં પચવું જોઈએ. મારી

નિશાળની પરીક્ષા આટલી. હું ભાષાનો પેપર કાઢવા નહીં બેસું. છોકરાઓના બોલવા પરથી જ તેમનું ભાષાજ્ઞાન હું પારખી લઈશ.

વિદ્યાર્થીઓ જમે છે અને બીજા લોકોયે જમે છે, પણ એ બેમાં ફેર છે. વિદ્યાર્થીનું જમવાનું જ્ઞાનમય હોવું જોઈએ. તેમણે અનાજ દળ્યું હશે ને ચાળ્યું હશે તો તેમાં ચાળણ કેટલું નીકળ્યું તેની તેઓ નોંધ રાખશે. ધારો કે, એક શેરમાં ચાર તોલા ચાળણ નીકળ્યું, તો એ દસ ટકા ચાળણ થયું. એ વધારેપડતું ગણાય. બીજે દિવસે એ પાડોશીને ત્યાં જઈ ને તેમનું ચાળણ કેટલું નીકળે છે તે માપશે. એમને ત્યા શેરમાંથી સવા તોલો ચાળણ નીકળે છે. એટલે દસ ટકા ચળામણ નીકળે તેથી શું બગડ્યું ? એટલું આપણા પેટમાં જાય તો શું ? વગેરે પ્રશ્નો તેને સૂઝવા જોઈએ, તેમનો તેણે વિચાર કરવો જોઈએ અને તેમના યોગ્ય ખુલાસા પણ તેણે મેળવવા જોઈએ. એમ થાય તો ગીતામાં કહ્યું છે તેમ તેનું દરેક કામ જ્ઞાનનું સાધન બનશે. તાવ આવે તો તે તેને જ્ઞાન આપીને જશે. એ એક પ્રયોગ થશે. ફરી એને એવો તાવ નહીં આવે. જ્યાં દરેક વાત આવી જ્ઞાનદૃષ્ટિથી કરવામાં આવે તેનું નામ શાળા; અને જ્યાં એ જ વાત કર્મદૃષ્ટિથી થાય તે કારખાનું. આવી રીતે પ્રયોગબુદ્ધિથી, જ્ઞાનદૃષ્ટિથી દરેક કર્મ કરવા જતાં કંઈ ખર્ચ કરવો પડશે. પણ તેમાંથી સામી કમાણી પણ થશે. નિશાળમાં રેંટિયો હોય તો તે સારામાં સારી જાતનો જોઈએ. એ ગમે તેવો નહીં ચાલે. કામ થોડું ઓછું થાય તોપણ ચાલશે, પણ તે આદર્શ થવું જોઈશે. કપાસ જોખીને લેવામાં આવશે. તેમાંથી કેટલા કપાસિયા નીકળ્યા તે પણ જોખવામાં આવશે. રોઝીયામાંથી આટલા નીકળ્યા ને વેરમમાંથી આટલા શાથી ? આવા પ્રશ્ન પૂછવામાં આવશે અને તેનો જવાબ પણ આપવામાં આવશે. કપાસિયાનું કદ વટાણા જેવડું હોય છે છતાં તેમના વજનમાં તફાવત શાથી ? કપાસિયામાં તેલ હોય છે તેથી તે સુકાય

હોય છે. પછી આવાં જ બીજાં અનાજ કયાં, તે વિદ્યાર્થી જોશે. તેને માટે ત્રાજવાં જોઈશે. તે બજારમાંથી લાવવાનાં ન હોય, શાળામાં જ હોવાં જોઈએ. આ બધું કરવા માંડતાંની સાથે વિજ્ઞાન શરૂ થયું ગણાય. દરેક વાત આવી રીતે કરવા માંડીએ તો એ જ્ઞાન કેટલું મનોરંજક થાય? પછી એ કોણ ભૂલશે? પેલો અકબર અમુક સાલમાં ગુજરી ગયો એ શા માટે આપણે ગોખીએ? એ તો ક્યારનો મરી ગયો ને હવે અમને શા માટે વળગ્યો છે? હું ઇતિહાસ ગોખવા જન્મ્યો નથી. હું ઇતિહાસ નિર્માણ કરવા જન્મ્યો છું.

શિક્ષકની દૃષ્ટિથી દરેક વસ્તુ જ્ઞાન આપનારી છે. મળનો જ દાખલો લો. એ મોટી કેળવણી આપે છે. મેં એને વિષે એક શ્લોક રચ્યો છે: प्रभाते मलदर्शनम् । સવારે તેનું દર્શન કરવાથી માણસને પોતાનું આરોગ્ય કેવું છે તેનું જ્ઞાન થશે. મળમાંના મગફળીના ટુકડા પેટ પર કાલે કરેલા જુલમનું ને અપચાનું જ્ઞાન તેમ જ ભાન કરાવશે. તે પ્રમાણે આપણે આપણા આહાર વિહારમાં ફેરફાર કરીશું. ગમે તેટલી કાળજી લઈએ તોપણ મળ ગંદો જ હોવાનો. સવારમાં તેનું અવલોકન કરવાથી આપણી દેહાસક્તિ ઓછી થશે અને આપણું વૈરાગ્ય કેળવાશે. અને મા જેમ ટાઢના દિવસોમાં બાળકના શરીર પર ગોદડું ઓઢાડે છે, અને કોઈ પણ અંગ ઉઘાડું ન રહે તેની કાળજી લે છે, તેટલી જ કાળજીથી આપણે આપણો મળ કોરી માટીથી બરાબર ઢાંકી દઈએ, અને યોગ્ય વખત આવતાં ખેતરમાં ફેલાવીએ, તો એ આપણી સંપત્તિમાં વધારો કરશે. आरोग्यवैराग्यसौभाग्यदात् ।

આ જ રીતે નિશાળનું દરેક કામ જ્ઞાન આપનારું અને વ્યવસ્થિત બનશે. છોકરો બેસશે ત્યારે ટટાર બેસશે. ઘરનો થાંભલો વાંકો વળી જાય તો ઘર ટકશે કે? નહીં ટકે. તે જ પ્રમાણે આપણે આપણો મેરુદંડ (કરોડ) પણ હંમેશ ટટાર રાખવો જોઈએ. શાળાઓમાં

આ પ્રમાણે કામ થાય તો રાષ્ટ્ર જોતજોતામાં પલટાઈ જશે. તેનાં દુઃખ અને દૈન્ય દૂર થશે. બધે જ્ઞાનની પ્રભા ફેલાશે.

શાળાની દરેક વસ્તુને જ્ઞાનનું સાધન બનાવવા માગતા હોઈએ તો તે માટે શાળાને સજાવવી પડશે. સારાં સારાં સાધનો ને ઉપકરણો વસાવવાં પડશે. રામદાસ સ્વામીએ કહ્યું છે, देवाचें वैभव वाढवावे (દેવનો વૈભવ વધારવો). આપણા લોકોને પોતાનાં ઘર શણગારવાની નહીં પણ શાળાઓ શણગારવાની હોંશ હોવી જોઈએ. શાળાને જે જે વસ્તુ જોઈતી હોય તે બધી તેમણે મેળવી આપવી જોઈએ. પણ એટલું જ પૂરતું નથી. કોઈ સખી દાતા મળે છે અને કહે છે, મેં શાળાને આટલી મદદ આપી. પણ પોતાના છોકરાંને તે કઈ નિશાળમાં મોકલે છે? એ તો સરકારી નિશાળમાં જ! આમ કેમ? જો રાષ્ટ્રીય શાળાઓને દાનપાત્ર ગણો, તો તેમને જ બધી રીતે સાધન-સામગ્રીથી સજાવી પોતાનાં છોકરાંને તેમાં જ કેમ ન મોકલો?

બાળકો એટલે રાષ્ટ્રનું ધન. પણ તેમના ખોરાકમાં નહીં દૂધ, નહીં ઘી! બાળકદીઠ માસિક ભોજનખર્ચ અઢી રૂપિયા! આ કેવું? રાષ્ટ્રની એકંદર સ્થિતિ કેવી છે તે ભુલાય તેમ નથી; તેમ છતાં જેટલું ઓછામાં ઓછું આપવું જોઈએ તેટલું તો છોકરાઓને આપવું જ જોઈએ. અગાઉ જેલના સત્યાગ્રહી કેદીઓને યોગ્ય ખોરાક મળતો ન હતો, દૂધ મળતું નહોતું, તે માટે તેમની ફરિયાદ હતી. ગાંધીજીની સૂચનાથી બહારના નાગરિક ડૉક્ટરોએ શાકાહારી માણસને ઓછામાં ઓછું કેટલું દૂધ મળવું જોઈએ તે ઠરાવી આપ્યું. દરેક માણસને રોજ ઓછામાં ઓછું ત્રીસ તોલા દૂધ મળવું જોઈએ એવો ચોક્કસ અભિપ્રાય તેમણે આપ્યો હતો. અને સરકાર લોકોને કેદમાં પૂરે તો તેણે એ ઓછામાં ઓછી જરૂરિયાત પૂરી પાડવી જ જોઈએ. પણ આપણે પોતે જ તેનો અમલ શાળામાં ન કરીએ તે કેમ ચાલે? બાળકોને દૂધ મળવું જોઈએ. તેમને સારામાં સારો ખોરાક મળવો જોઈએ. એમ ન થાય તો તેમનામાં તેજ પેદા નહીં

મેં કેટલીક વાતો શિક્ષકોને, કેટલીક વિદ્યાર્થીઓને અને કેટલીક બીજા લોકોને ઉદ્દેશીને કહી છે. એ બધી મેં જાતઅનુભવમાંથી કહી છે. તેનો અમલ થશે, એવી હું આશા રાખું છું.

૭

## તુલસીદાસની બાળસેવા

જેલમાં અમારી સાંજની પ્રાર્થના વખતે तुलसीरामायण नुं વિવેચન કરવાનું કામ મારે ભાગે આવ્યું હતું. એ નિમિત્તે રામાયણનો રોજ થોડો પરિચય થતો અને તેની કેટલીક ખૂબીઓ સહેજે મારા ધ્યાનમાં આવતી.

તુલસીદાસે આ ગ્રંથ આમજનતા માટે રચ્યો છે એ તેની રચના પરથી અને પરિણામ પરથી સ્પષ્ટ થાય છે. પણ તેમણે નાનાં બાળકો માટે પણ રામાયણમાં અનેક કરામતો કરી રાખી છે એમ શિક્ષકની નજરે હું જોઈ શકું છું. આ અનેક કરામતોમાંથી એક કરામતનું આ લેખમાં હું વિવેચન કરવા માગું છું.

બીજી લિપિઓની સરખામણીમાં નાગરી લિપિ बालबोध કહેવાય છે, તોપણ તેમાંના જોડાક્ષરો એટલા સહેલા નથી. તે બાળકોને સારી પેઠે મૂંઝવે છે, એ બધાના અનુભવની વાત છે. એટલા માટે આજકાલ જોડાક્ષર વગરના પાઠ બાળકો માટે ખાસ લખવામાં આવે છે. આ પાઠો અલબત્ત કૃત્રિમ અને નીરસ બની જાય છે. પણ તુલસીદાસે તદ્દન સહજતાથી અને સરસ રીતે નાનાં બાળકોને માટે રામાયણમાં સારું સરખું લખાણ જોડાક્ષર વગરનું લખી રાખેલું જોવાનું મળે છે.

આ મુદ્દો તપાસવાને માટે આપણે જરા ગણિતમાં ઊતરીએ. પ્રથમ અયોધ્યાકાંડમાં જેમાં કૌસલ્યા રામને વિદાય આપે છે, એ ઉતારો આખો તપાસીએ. कल्याणના मानस-अंकમાં છાપેલું રામાયણ

મારી પાસે છે. તેમાં એ ભાગ પાન ૩૬૦–૬૨ પર આપેલો છે. તેની શરૂઆત घरि धीरजु सुत-बदनु निहारीथी થાય છે અને અંત बरनि न जाहिं बिलापकलापाथी થાય છે. આ ઉતારામાં ૨૭ ચોપાઈઓ અને ૩ દોહા મળી પદ્યસંખ્યા કુલ ૩૦ છે. તેમાંના જોડાક્ષરોની યાદી નીચે જણાવ્યા પ્રમાણે છે :

| પદ્યાંક | જોડાક્ષર | પદ્યાંક | જોડાક્ષર |
|---|---|---|---|
| ૨ | म्ह,म्ह,प्र | ૨૨ | म्ह |
| ૫ | प्र | ૨૪ | म्ह |
| ૧૩ | न्ह | ૨૫ | प्र,म्ह |
| ૧૪ | न्ह,प्र | ૩૦ | ब्य |
| ૧૯ | म्ह,त्य | | |
| ૨૦ | म्ह | | |
| ૨૧ | प्र,प्र,प्र | | |

આ ઉતારામાં અક્ષરોની કુલ સંખ્યા ૭૮૪ છે અને તેમાં ફક્ત ૧૯ વખત જોડાક્ષરો વપરાયા છે. એ જોડાક્ષરોનું પૃથક્કરણ આ મુજબ છે :

| | | |
|---|---|---|
| म्ह | ૭ વાર | એમ જોડાક્ષરો કુલ ૧૯ વાર વપરાયા છે. |
| न्ह | ૨ વાર | |
| प्र | ૮ વાર | |
| त्य | ૧ વાર | |
| ब्य | ૧ વાર | |

હવે આ યાદીનો થોડો વિચાર કરીએ. म्ह અને न्ह એ પ્રત્યયમાં આવતા હોવાથી હિંદીમાં વારંવાર આવનારા અક્ષરો છે. મારા વિચાર પ્રમાણે એ જોડાક્ષરો નહીં પણ મૂળાક્ષરો જેવા જ છે. કારણ કે, म्ह અને न्ह એ હિંદી ભાષાની રૂઢિ પ્રમાણે હકાર સાથે ઉચ્ચારેલા મ અને નના જ જુદા પ્રકાર છે અથવા વ્યાકરણની ભાષામાં કહીએ તો મ અને નના મહાપ્રાણ છે. जिनकोનો જ બીજી રીતે ઉચ્ચાર થાય છે जिन्हको અને तुमकोનો तुम्हको ઉચ્ચાર કરવામાં

આવે છે. એકલી હિંદી ભાષામાં જ નહીં, બીજી ભાષાઓમાં પણ આવા મહાપ્રાણ ઉચ્ચારના દાખલા છે.

प्र એ જોડાક્ષર છે ખરો, પણ સંસ્કૃત સાહિત્યમાં તે અનેક વાર આવતો હોવાથી સંસ્કૃત સાહિત્યકારોએ તેની વિકલ્પે મૂળાક્ષરમાં જ ગણના કરી નાખી છે. કારણ કે, જોડાક્ષરના પહેલાંના અક્ષર પર આઘાત (થડકો) આવે છે અને તેથી તેને ગુરુ માનવામાં આવે છે, એ નિયમ તેમણે प्र ની બાબતમાં ઢીલો કર્યો છે. એટલે કે, प्रના પહેલાંના અક્ષર પર આઘાત (થડકો) આપો અથવા ન આપો, એવી છૂટ તેમણે આપી છે.

એટલે હિંદી ભાષાની અનુકૂળતા ખાતર म्ह અને न्ह અને સંસ્કૃત ભાષાની અનુકૂળતા ખાતર प्र એ ત્રણ અપવાદરૂપ જોડાક્ષર છોડી દઈએ, તો ઉપરના ઉતારામાં શુદ્ધ જોડાક્ષર બે જ આવ્યા ગણાય અને તે પણ માત્ર એક એક વખત વપરાયા છે. ૭૮૪ અક્ષરોમાં બે વખત જોડાક્ષર એટલે નહીં જેવા જ ગણાય.

પદસંખ્યાની દૃષ્ટિથી જોઈએ તો ૨૦ પદો પૈકી જેમાં એક વખત પણ જોડાક્ષર વપરાયો હોય એવાં પદો બે છે, એટલે સેંકડે દસ ટકા થાય.

હવે જેમાં વક્તા વિદ્વાન છે અને વિષય તાત્ત્વિક છે એવો ઉતારો લઈએ અને म्ह,न्ह ને प्रને મૂળાક્ષરો ગણીએ, અથવા જોડાક્ષરો માનીએ તોપે મૂળાક્ષરોની સાથે જ તે બાળકોને શીખવવાના છે એમ સ્વીકારી લઈ જોડાક્ષરોનું પ્રમાણ કેટલું આવે છે તે જોઈએ. વાલ્મીકિમુનિ રામને ભગવાનનાં નિવાસસ્થાન ક્યાં ક્યાં છે તે જેમાં કહે છે, એ અયોધ્યાકાંડમાંનો ઉતારો આપણે તપાસવાનો છે. ઉપરની માનસની આવૃત્તિમાં તે ૪૦૮થી ૪૧૨ પાન પર આવે છે. તેનો આરંભ सहज सरल सुनि रघुबरबानीથી થાય છે અને અંત सो राउर निजगेहथी. આ ઉતારામાં ૪૨ ચોપાઈઓ, ૬ દોહા અને ૧ છંદ મળીને પદસંખ્યા કુલ ૪૯ છે. આમાંના જોડાક્ષરવાળાં પદો નીચે મુજબ છે:

| પદ્યાંક | જોડાક્ષર | પદ્યાંક | જોડાક્ષર |
|---|---|---|---|
| ૧ | ग्य | ૨૪ | द्व |
| ૨ | श्र | ૨૪ | त्र |
| ૩ | श्र | ૩૧ | द्र |
| ૪ | घ्य | ૩૪ | त्य |
| ૧૭ | श्र | ૩૬ | स्व,श्र |

આમ ૪૯ પદ્યમાંથી ૧૦ પદ્યમાં જોડાક્ષરો આવ્યા છે. એટલે વિદ્વાનોના તાત્ત્વિક ભાષણોમાં પણ તુલસીદાસે નાનાં બાળકોનો ખ્યાલ રાખીને સેંકડે ૮૦ પદ્યો જોડાક્ષર વગરનાં રચ્યાં છે! કેટલી એની દયા! અને શિક્ષકો માટે કેવો મોટો દાખલો!

તુલસીદાસે નાનાં બાળકોને માટે નીચેની વર્ણમાલા કલ્પેલી છે:

अ आ अि अी अु अू ऋ अे अै ओ औ अं; क ख ग घ; च छ ज झ; ट ठ ड ढ; त थ द ध न; प फ ब भ म; य र ल व; स ह; न्ह म्ह प्र – કુલ ૪૩ અક્ષર. આટલા વર્ણ તેઓ શીખી લે અને જોડાક્ષરો ન આવડે તોયે ૮૦ ટકા રામાયણ તેઓ સુખેથી વાંચી શકે!

આટલી વિશદ પણ નીરસ આંકડાની કસરત પછી તુલસીદાસજીનો જોડાક્ષરવિરહિત સરસ પ્રસાદ સેવન કર્યા વિના લખાણ પૂરું ન કરવું જોઈએ.

धरम न अरथ न काम रुचि, गति न चहउं निरबान ।
जनम जनम रति रामपद; यह बरदानु न आन ॥

નાગપુર જેલ, ૩-૪-'૪૧

## ૮

## ગૃત્સમદ

આ એક મંત્રદ્રષ્ટા વૈદિક ઋષિનું નામ છે. તે આજના યવતમાળ જિલ્લામાં આવેલા કળંબના રહેવાસી હતા. તે ગણપતિના મહાન ભક્ત હતા. गणानां त्वा गणपतिं हवामहे એ સુવિખ્યાત મંત્ર એમણે જ જોયેલો. ઋગ્વેદના દસ મંડળમાંથી બીજું મંડળ આખું એમના નામ પર છે. એ મંડળમાં ૪૩ સૂક્તો હોઈ તેના મંત્રોની સંખ્યા ચારસો ઉપર છે. ઋગ્વેદ એ દુનિયાનો અતિ પ્રાચીન અને પહેલો ગ્રંથ છે એમ મનાય છે. પણ એમાંયે કેટલોક ભાગ વધારે પ્રાચીન મનાય છે. આ પ્રાચીનતર ભાગમાં બીજા મંડળની ગણના થાય છે. એ પરથી ગૃત્સમદ લગભગ વીસ હજાર વરસ પર થઈ ગયા એમ ઇતિહાસના જાણકારો કહે છે. ગૃત્સમદનું આ મંડળ સૂક્તસંખ્યા તેમ જ મંત્રસંખ્યાની ગણતરીથી ઋગ્વેદનો આશરે પચીસમો ભાગ થાય.

ગૃત્સમદ અનેકકસબી હતા. જ્ઞાની, ભક્ત અને કવિ હતા. પણ તે ઉપરાંત ગણિતજ્ઞ, વિજ્ઞાનવેત્તા, કૃષિસંશોધક અને નિષ્ણાત વણકર હતા. જીવનના નાનામોટા કોઈ પણ અંગની ઉપેક્ષા તેમનાથી સહન થતી નહીં. प्रावे प्रावे जिगीवांस: स्याम આપણે દરેક વહેવારમાં વિજયી થઈએ એમ તે હંમેશ કહેતા અને તેમના ઉજ્જ્વલ દાખલાથી આસપાસના લોકોમાં ઉત્સાહનું વાતાવરણ જામત રહેતું.

ગૃત્સમદના કાળમાં નર્મદાથી માંડી ગોદાવરી નદી સુધીનો બધો મુલક જંગલોથી ભરેલો રહેતો. પાંચપચીસ માઈલને અંતરે એકાદ નાની શી વસાહત હોય. બાકી બધું નિર્જન. આસપાસના નિર્જન અરણ્યની વચ્ચે વસેલી ગૃત્સમદની એવી એક મોટી વસાહત હતી. એ વસાહતે કપાસના વાવેતરનો દુનિયાનો પહેલો સફળ પ્રયોગ જોયો.

આજે વરાડ. કપાસની પેદાશનું મોટું કેન્દ્ર બન્યો છે. ગૃત્સમદના જમાનામાં વરાડમાં વરસાદનું પ્રમાણ આજના કરતાં વધારે હતું. એટલા વરસાદમાં ટકી શકે એવો કપાસનો છોડ ગૃત્સમદે તૈયાર કર્યો અને એક નાનકડા પ્રયોગક્ષેત્રમાં રોપી તેમાંથી તેણે અર્ધો મણ કપાસ પેદા કર્યો. ગૃત્સમદની આ નવી પેદાશનું લોકોએ गार्त्समदम् નામ પાડ્યું. गॉसिपियम् આનું જ લૅટિન રૂપ હશે?

ઊન કાંતવાનું ને વણવાનું તેની વસાહતના લોકોને સારી રીતે આવડતું. એ કામ મુખ્યત્વે સ્ત્રીઓ કરતી. આજે વણવાનું કામ પુરુષો કરે છે, અને સ્ત્રીઓ બોબિનો ભરવાં, પવાયત કરવી વગેરે કામોમાં તેમને મદદ કરે છે. વેદકાળમાં વણકરોનો નોખો વર્ગ બન્યો ન હતો. ખેતીની જેમ વણાટકામ પણ બધાનું કામ ગણાતું. બધા મરદો ખેતીનું કામ કરે અને બધી સ્ત્રીઓ ઘરકામ સંભાળીને વણાટકામ કરે એવી તે વખતની વ્યવસ્થા હતી. સાંજે સૂરજ પોતાનાં કિરણો સંકેલી લે એટલે તરત જ વણનારીઓ પોતાનો અર્ધો વણેલો તાણો સંકેલી લે — पुनः समव्यत् विततं वयन्ती એમ ગૃત્સમદે વણનારીઓનું જીવનકાવ્ય વર્ણવ્યું છે. ગૃત્સમદના પ્રયોગને પરિણામે કપાસ મળ્યો, પણ કાપડ કેમ બનાવવું એ મોટો સવાલ થઈ પડ્યો. ઊન કાંતવાની લાકડાની તકલીઓ હતી, તે પર બધાએ મળીને એ કપાસનું સૂતર કાંત્યું. વણાટકામ સ્ત્રીઓને હસ્તક હતું પણ કાંતવાનું કામ સ્ત્રીઓ, પુરુષો, બાળકો અને વૃદ્ધો બધાં કરતાં. સૂતર આમ કંતાયું પણ તે સાવ રદ્દી હતું. હવે એ કોણ વણે? અને કેમ વણે?

પણ ગૃત્સમદ હારી જાય એવા થોડા જ હતા? તે પોતે જ વણાટમાં પડ્યા. વણાટકામની બધી ક્રિયાઓનો તેમણે સાંગોપાંગ અભ્યાસ કર્યો. સૂતર બધું જ ખરાબ હતું, પણ તેમાં જે થોડું મજબૂત હતું તેનો તેમણે तंतु બનાવ્યો. વૈદિક ભાષાનો तंतु તે જ આજનો આપણો તાણો. બાકીનું કાચું સૂતર તેમણે ओतु (વાણો) માટે રાખી મૂક્યું. પણ પવાયત શરૂ થઈ ત્યાં તાર તડાતડ તૂટવા લાગ્યા.

ગૃત્સમદ ગણિતી હતા એટલે તૂટેલા કેટલા તાર સાંધવા પડયા તે તેઓ ગણતા. પહેલી પલાયતમાં તૂટેલા તારની સંખ્યા ચાર આંકડાવાળી હતી. પછી તાણો આખરે સાળ પર ચડયો. પહેલી ઠોક મારી એટલે ચારપાંચ તાર તૂટયા. તે સાંધીને ફરી ઠોક મારે ને ફરી તાર તૂટે, એમ કરતાં કરતાં પહેલો તાકો વણી રહેતાં કેટલાંયે અડવાડિયાં વીત્યાં. તે પછી સૂતર ધીમે ધીમે સુધરતું ગયું. આમ છતાં પહેલાં બાર વરસ વણાટકામ એકંદરે ખૂબ ત્રાસ આપનારું થઈ પડયું હતું. ગૃત્સમદને માટે આ બાર વરસ તેમની જિંદગીનાં ખરેખરી તપશ્ચર્યાનાં હતાં. તે એટલા ઉત્સાહી અને તંતુબ્રહ્મ, ઓતુબ્રહ્મ, ઠોકબ્રહ્મ અને તૂટબ્રહ્મ એવી બ્રહ્મમય વૃત્તિથી વણાટકામ કરનારા હતા, તોપણ સૂતર એકસરખું તૂટયા કરતું ત્યારે કયારેક રડું રડું થઈ જતા. એવે એક પ્રસંગે मा तन्तुश् छेदि वयतः અરે પ્રભુ ! વણતો હોઉં ત્યારે તાર તૂટવા દઈશ નહીં! એમ કહીને તેમણે ભગવાનને આજીજીપૂર્વક પ્રાર્થના કરી. પણ ભળતી જ પ્રાર્થના કરી તેથી તેમને તરત પશ્ચાત્તાપ થયો. પછી તેમણે धियं मे એટલે મારું ધ્યાન એ શબ્દો જોડી એ પ્રાર્થના સુધારી લીધી. "હું મારું ધ્યાન વણતો હોઉં ત્યારે તેનો તાર તૂટવા દઈશ નહીં" એવો એ સુધારાવધારા સાથેની નવી પ્રાર્થનામાંથી સુશોભિત અર્થ નીકળ્યો. તેનો આશય આવો થાય: "હું ખાદી વણું છું એ મારી દૃષ્ટિથી કેવળ એક બાહ્ય ક્રિયા નથી. એ મારી ઉપાસના છે. એ મારો ધ્યાનયોગ છે. વચ્ચે વચ્ચે તાર તૂટયા કરે છે ત્યારે મારા ધ્યાનયોગમાં ભંગાણ પડે છે એ મારું દુઃખ છે. એટલા માટે તાર ન તૂટવા જોઈએ એ એની ઇચ્છા થાય છે. આ ઇચ્છા યોગ્ય હોય તોપણ તે પ્રાર્થનાનો વિષય ન થઈ શકે. તેને માટે સૂતર સુધારવું જોઈએ અને અમે તે સુધારી લઈશું. એટલે અમારી પ્રાર્થના એ કે, સૂતર કાચું હોવાથી તે તૂટયા જ કરવાનું એ તો દેખીતું છે: તેથી એ તૂટે ત્યારે મારી અન્તર્વૃત્તિનો, મારા ધ્યાનનો તાર ન તૂટે એમ કરો."

ગૃત્સમદ અખંડ અન્તર્મુખ વૃત્તિ રાખવાનો પ્રયત્ન કરતા અને કંઈક ને કંઈક જાતમહેનતનું અને ઉત્પાદક કામ દરરોજ કર્યા કરતા. मास्म्यम् अन्यकृतेन भोजम् (બીજાની મહેનત હું કદી ન ભોગવું) એ એમનું જીવનસૂત્ર હતું. તે લોકસેવાપરાયણ હતા એટલે તેમના નિર્વાહની કાળજી બેશક લોકો જ રાખતા. પણ મને જેટલું લોકો પાસેથી મળે છે તેને સોગણું કરી હું તેમને પાછું આપું છું કે નહીં, અને તેમાં પણ નવા ઉત્પાદનનો થોડોઘણો અંશ હોય છે કે નહીં, તેનું તે હમેશ ચિંતન કરતા.

આ ચિંતનને પરિણામે જ, ઘણું કરીને, ગૃત્સમદને એક દિવસ અચાનક ગુણાકારની કલ્પના સૂઝી. લોકવ્યવહાર સહેલો ને સરળ શી રીતે થાય એ દૃષ્ટિથી ગૃત્સમદનું ગણિતશાસ્ત્રના સંશોધનનું કામ નવરાશને વખતે ચાલતું. તેના જમાનામાં ષડ્વિધ * ગણિતમાંથી સરવાળા અને બાદબાકી એ બે જ ગણિતની પ્રક્રિયાઓ લોકો જાણતા હતા. ગૃત્સમદે જે દિવસે ગુણક વિધિની શોધ કરી તે દિવસે તેમના આનંદને પાર ન રહ્યો. તેમણે બેથી દસ સુધીના પાડા રચ્યા અને તે નાચવા લાગ્યા. આંકના પાડ્યા ગોખનારાં છોકરાંને આ વાતની ખબર પડે તો તે ગાંડાં બની ગૃત્સમદને પથરા માર્યા વિના ન રહે ! પણ ગૃત્સમદે પોતાના આનંદની મસ્તીમાં ઇન્દ્રદેવનુ આવાહન પણ આકના પાડાથી જ કર્યું : "હે ઇન્દ્ર, તું બે ઘોડાના, ને ચાર ઘોડાના, ને છ ઘોડાના, ને આઠ ઘોડાના, ને દસ ઘોડાના રથમાં બેસીને આવ. વહેલામાં વહેલો આવ. તેને માટે ગમે તો એના પાડાને બદલે દસના પાડાનો ઉપયોગ કર. દસ ઘોડાના, ને વીસ ઘોડાના, ને ત્રીસ ઘોડાના, ને ચાળીસ ઘોડાના... ને સો ઘોડાના રથમાં તું આવ."

* સરવાળા, બાદબાકી, ગુણાકાર, ભાગાકાર, ઘાત અને મૂળ એ છ પ્રક્રિયાઓ. —અનુ૰

ગૃત્સમદની સંશોધનપ્રવૃત્તિ સર્વતોમુખી હતી. ચંદ્રનાં કિરણોની ગર્ભની વૃદ્ધિ પર વિશિષ્ટ અસર થાય છે એવી તેની એક મોટી શોધ પુરાણકારોએ નોંધેલી છે. વૈદિક મંત્રોમાં પણ તેનું સૂચન મળે છે. ચંદ્રના હાડમાં માતૃભાવના પૂરેપૂરી ભરેલી છે અને કળાવાળો તો તે છે જ. તેથી સૂર્યનાં જ્ઞાનમય પ્રખર કિરણો પચાવી અને તેમને ભાવનામય સૌમ્ય રૂપ આપી માતાની કૂખમાંના કુમળા ગર્ભને એ જીવનઅમૃત પહોંચાડવાનું પ્રેમાળ તેમ જ કુશળ કાર્ય ચંદ્ર કરી શકે છે અને તે તે સતત કર્યા કરે છે, એવી ગૃત્સમદની શોધ છે. આધુનિક વિજ્ઞાને હજી આ વિષય પર વિશેષ પ્રકાશ પાડ્યો નથી. પરાવૃત્તકિરણવિજ્ઞાન, પ્રાણવિજ્ઞાન, અને મનોવિજ્ઞાન એ ત્રણ અહીં એકત્ર થતાં હોવાથી આ સવાલ ગૂંચવણભર્યો અને સૂક્ષ્મ છે એમાં શંકા નથી. પણ ગૃત્સમદનો સિદ્ધાન્ત સામાન્યપણે અભણ માણસને પણ સમજાય એવો છે. બાળકનું સૌમ્ય રૂપ સોમકૃત હોય તો તેમાં શી નવાઈ? આપણે સૂર્યવંશી રામને પણ રામચંદ્ર કહીએ છીએ ત્યારે ચંદ્રનું જ વર્ચસ્વ સૂચવીએ છીએ ને? કવિઓએ ચંદ્રામૃત પીનાર એક ચકોર પક્ષી કલ્પ્યો છે. એ જ માતાના ઉદરમાંનો ગર્ભ છે એમ સાબિત થાય તો કવિઓ નારાજ નહીં થાય. અલ્પશા તેજથી ઝબૂક ઝબૂક થનારા તારાઓ પણ પોતાની જગ્યા છોડી ચંદ્રને મળવા માટે તેની પાસે કદી જતા નથી, પણ ચંદ્ર નમ્રતાપૂર્વક દરેક નક્ષત્રની મુલાકાત લેવા માટે તેને ઘેર જાય છે. આવો પ્રેમમૂર્તિ ચંદ્ર ગર્ભસ્થ બાળકની ચિંતા ન કરે તો બીજું કોણ કરવાનું હતું? ચંદ્રની કળાની પૂર્ણતા અલબત્ત પૂર્ણિમાએ થાય છે. ગૃત્સમદ પૂર્ણિમાને ઉદ્દેશીને કહે છે, "હે પૂર્ણિમા, ગર્ભની સિલાઈનું કામ તું મજબૂત સોયવડે કર અને સોગણુ આપનાર, પરાક્રમશાળી, અને પ્રશંસાપાત્ર એવો સેવક નિર્માણ કર — ददातु वीरं शतदायम् उक्थ्यम्।

૯

# પરશુરામ

આ એક અસાધારણ પ્રયોગવીર પચીસ હજાર વરસ પહેલાં થઈ ગયો. કોકણસ્થોનો એ આદિ પુરુષ હતો. તે માતા તરફથી ક્ષત્રિય અને પિતા તરફથી બ્રાહ્મણ હતો. પિતાની આજ્ઞાથી તેણે માતાનું માથું કાપી નાખ્યું. એ કેટલું યોગ્ય હતું એવો સવાલ ભલે પુછાય. પણ પરશુરામની શ્રદ્ધામાં શંકાશીલતાને લગીરે સ્થાન ન હતું. નિષ્ઠાપૂર્વક પ્રયોગ કરવો અને અનુભવથી ડાહ્યા થવું એ તેનું સૂત્ર હતું.

પરશુરામ તેના જમાનાના પુરુષાર્થી માણસોમાં સૌથી શ્રેષ્ઠ હતો. તેના મનમાં દુખિયાંને માટે ખૂબ લાગણી હતી અને અન્યાયને વિશે તીવ્ર ચીડ હતી. એ જમાનામાં ક્ષત્રિયો અતિશય માત્યા હતા. તેઓ પોતાને જનતાના રક્ષક કહેવડાવતા, પણ પ્રત્યક્ષ વહેવારમાં તેમણે ક્યારનો રક્ષકમાંનો રનો મ કરી નાખ્યો હતો. પરશુરામે એ અન્યાયી ક્ષત્રિયોનો કઠોર સામનો શરૂ કર્યો. મળ્યા તેટલા બધા ક્ષત્રિયોને તેણે પૂરા કર્યા. 'પૃથ્વીને નક્ષત્રી કરવાનું' તેણે પોતાનું બિરુદ બનાવ્યું. એટલા માટે તે પોતાની પાસે હંમેશ કુહાડી રાખવા લાગ્યો અને એ કુહાડી વતી દરરોજ ઓછામાં ઓછું એક ક્ષત્રિયમાથું ઉડાવવું જ જોઈએ, એવી ઉપાસના તેણે પોતાના બ્રાહ્મણ અનુયાયીઓમાં પ્રચલિત કરી. પૃથ્વીને નક્ષત્રી કરવાનો આ પ્રયોગ તેણે એકવીસ વખત કર્યો. પણ જૂના ક્ષત્રિયોને જાણીજોઈને મારવા અને અજાણપણે નવા નિર્માણ કરવા, એવી આ પ્રક્રિયામાંથી આખરે શું વળે? છેવટે રામચંદ્રે તેને બરાબર પાઠ ભણાવ્યો. ત્યારથી તેની સાન ઠેકાણે આવી.

પછી તેણે કોકણનાં તે વખતનાં ગાઢાં જંગલો સાફ કરી ત્યાં વસાહત વસાવવાના રચનાત્મક કાર્યક્રમ તરફ મોરચો વાળ્યો.

પણ કુહાડીના હિંસક પ્રયોગથી પેધા પડેલા તેના અનુયાયીઓને કુહાડીના આગલા પ્રયોગની સરખામણીમાં આ અહિંસક પ્રયોગ નીરસ લાગ્યો અને નિર્ધનને તેનાં સગાંવહાલાં છોડીને જતાં રહે તેમ તે બધા તેને છોડી જતા રહ્યા. પણ આ નિષ્ઠાવાન મહાપુરુષે એ કામ એકલાએ કરવાનું ચાલુ રાખ્યું. આપમરજીથી ગરીબાઈને વરેલા રાનીપરજોના આદિસેવક ભગવાન શંકરનું ધ્યાન કરી તેમાંથી તે પ્રતિદિન પ્રેરણા મેળવતો અને જંગલો તોડવાં, ઝૂંપડાં બાંધવાં, જંગલી પશુઓની જેમ એકલવાયું જીવન ગુજારનારા માનવબંધુઓને સમાજ બાંધીને રહેવાની સાધના શીખવવી એ બધાં કામોમાં એ પ્રેરણા તે વાપરતો. નિષ્ઠાથી કરેલી નિષ્કામ સેવા ઝાઝો વખત એકાકી રહી શકતી નથી. પરશુરામની ખંતીલી સેવાવૃત્તિથી કોકણનાં જંગલોમાં રહેનારા એ જંગલી માણસો આખરે પીગળ્યા અને તેમણે તેને છેવટે બહુ સારો સાથ આપ્યો. તેના જૂના બ્રાહ્મણ કહેવડાવનારા જે અનુયાયીઓ તેને છોડી શહેરોમાં નાસી ગયા હતા તેમને બદલે આ નવા અવર્ણ અનુયાયીઓ તેને મળ્યા. તેમને તેણે શુદ્ધ આચાર, શુદ્ધ વિચાર અને શુદ્ધ ઉચ્ચાર શીખવ્યા. એક દિવસ પરશુરામે તેમને કહ્યું; "ભાઈઓ, તમે આજથી બ્રાહ્મણ થયા છો."

પરશુરામ અને રામચંદ્ર એ બેની મુલાકાત ધનુર્ભંગના પ્રસંગ પછી થઈ તે પહેલી. તે જ વખતે તેને રામચંદ્ર પાસેથી જીવનદૃષ્ટિ મળી હતી. તે પછી ઘણાં વરસ સુધી એ બેની મુલાકાત થઈ ન હતી. પણ રામચંદ્ર જ્યારે વનવાસમાં હતા ત્યારે પંચવટી આવીને રહ્યા હતા અને તેમના ત્યાંના નિવાસના છેવટના વરસમાં પરશુરામ બાગલાણની બાજુથી તેમને મળવા આવ્યો હતો. તે પંચવટીના આશ્રમમાં આવી પહોંચ્યો તે વખતે રામચંદ્ર ઝાડોને પાણી પાતા હતા. પરશુરામની મુલાકાતથી રામચંદ્રને આનંદ થયો. તેમણે તે તપસ્વી વૃદ્ધ પુરુષનું આદરપૂર્વક સાષ્ટાંગ પ્રણામ કરીને સ્વાગત

કર્યું અને ખબરઅંતર પૂછ્યા પછી તેના કાર્યક્રમ વિષે પૂછપરછ કરી. પરશુરામની કુહાડી તેની પાસે જ હતી. તેણે પોતાની કુહાડીના નવા પ્રયોગની બધી માહિતી રામચંદ્રને કહી. રામચંદ્રે તે સાંભળી તેનું નવું કામ ખૂબ વખાણ્યુ અને પરશુરામ બીજે દિવસે ત્યાંથી પાછો ફર્યો.

મુકામે આવ્યા પછી પોતાના એ નવા બ્રાહ્મણોને રામચંદ્રની બધી હકીકત કહી સંભળાવીને તે બોલ્યો, "રામચંદ્ર મારા ગુરુ છે. તેમણે પહેલી મુલાકાત વખતે જે ઉપદેશ મને આપ્યો તેને પરિણામે મારી વૃત્તિ પલટાઈ અને હું તમારી સેવા કરવા લાગ્યો. આ વખતની મુલાકાત વખતે તેમણે મને મોઢે કશો ઉપદેશ આપ્યો નથી, પણ તેમના આચરણથી તે મને મળ્યો છે. એ હું તમને કહું છું. જંગલ તોડી વસાહત વસાવવાનું આપણું આ કામ ઉપયોગી સેવાકાર્ય છે એમાં શંકા નથી. પણ તેનીયે મર્યાદા છે. એ મર્યાદા જાણ્યા વિના આપણે વૃક્ષોને કાપ્યા કરીએ તો એ મોટી હિંસા થાય અને કોઈ પણ હિંસાનું કૃત્ય તેના કરનાર પર વેર વાળ્યા સિવાય રહેતું નથી એવો મારો અનુભવ છે. તેથી ઝાડો કાપવાનું આપણે હવે બંધ કરીએ. અત્યાર લગી આપણે કર્યું એ બરાબર કર્યું છે કારણ કે, તેથી જ આ મૂળે જે અસહ્ય અદ્રિ હતો તે આજે હવે સહ્ય-અદ્રિ થયો છે. પણ હવે પછી આપણે જીવનોપયોગી વૃક્ષોના ઉછેરનું કામ પણ ઉપાડવું જોઈએ." એમ કહી તેણે તેમને આંબા, કેળ, નાળિયેરી, કાજુ, ફણસી, અનનસ વગેરે નાનાં મોટાં ફળઝાડ કેવી રીતે ઉછેરવાં તે શીખવ્યુ. અલબત્ત, તેને માટે એને જાતે વનસ્પતિસંવર્ધનશાસ્ત્રનો અભ્યાસ કરવો પડયો અને તેણે પોતાની હંમેશની ટેવ મુજબ તે ઉત્સાહપૂર્વક કર્યો. તેણે એ શાસ્ત્રમાં કેટલીક મહત્ત્વની શોધો કરી. ઝાડોને મનોહર આકાર આપવા માટે તેમની રીતસર કાપકૂપ કરવી જોઈએ. એ ખ્યાલમાં રાખી તેણે તે માટે એક નાનકડું ઓજાર શોધી કાઢ્યું.

એ ઓજારનું નવપરશુ નામ પાડી તેણે પોતાની પરશુની ઉપાસના અખંડ ચાલુ રાખી.

એક વખત સમુદ્રતીરે નાળિયેરી રોપવાનો એક સામુદાયિક સમારંભ પરશુરામે ગોઠવ્યો. એ પ્રસંગને નિમિત્તે ભેગા થયેલા બધા લોકો આગળ તેણે પોતે પોતાના જીવનમાં કરેલા બધા પ્રયોગોનો ને અનુભવોનો નિચોડ રજૂ કર્યો. સામે દરિયાની ભરતી ગરજતી હતી. એ તરફ હાથ લંબાવીને સમુદ્ર જેવા ગંભીર અવાજથી તેણે તેમને કહ્યું, "ભાઈઓ, આ દરિયો આપણને શું શીખવી રહ્યો છે તે તરફ ધ્યાન આપો. આટલો મોટો શક્તિશાળી હોવા છતાં તે પોતાના પરમ ઉત્કર્ષને વખતે પણ પોતાની મર્યાદા ઓળંગતો નથી. એથી એની શક્તિ સતત ટકી રહી છે. મારાં બધાં કામ અને પ્રયોગોમાંથી મેં આ જ સાર કાઢ્યો છે. મેં નાનપણમાં પિતાની આજ્ઞાથી માતાનો વધ કર્યો. લોક કહેવા લાગ્યા, 'કેવો માતૃહત્યારો!' એ આક્ષેપ મને માન્ય ન હતો. હું કહેતો, 'આત્મા અમર છે અને શરીર મિથ્યા છે. કોણ કોને મારી શકે? હું માતૃહત્યારો નથી પણ પિતૃભક્ત છું.' પણ મારી ભૂલનું આજે મને ભાન થાય છે. માતૃવધનો આરોપ મને એ વખતે માન્ય ન હતો તેમ આજે પણ માન્ય નથી. પિતૃભક્તિને પણ જોકે મર્યાદા હોય છે એ વાત તે વખતે મારા ધ્યાનમાં આવી નહોતી. એ જ મારો ખરો દોષ હતો. લોકોએ એ દોષ જ બતાવ્યો હોત તો તેથી મારી વિચારશુદ્ધિ થાત. પણ તેમણે એ મર્યાદા છોડી મારા પર ભળતો જ આરોપ મૂક્યો. એથી મારી વિચારશુદ્ધિમાં કશી મદદ ન થઈ. પછી હું મોટો થયો ત્યારે અન્યાય-પ્રતિકારનું વ્રત લઈને જુલમી સત્તા સાથે એકવીસ વાર લડ્યો. દરેક વખતે હું વિજયી થયો એમ દેખાય અને દરેક વખતે મારે ભાગે અપજશ આવે. રામચંદ્રે મારી ભૂલ મારે ગળે ઉતારી. અન્યાયનો પ્રતિકાર કરવો એ માણસનો ધર્મ ખરો, પણ તેનીયે શાસ્ત્રીય મર્યાદા હોય છે એ જ્ઞાન મને ગુરુકૃપાથી

મળ્યું. પછી હું જંગલ તોડી વસાહત વસાવવાના માનવસેવાના કાર્યમાં પડ્યો. પણ જંગલ તોડવાનીયે મર્યાદા હોય છે એ વાત મને બરાબર યોગ્ય વખતે કેવી રીતે સૂઝી એ તમે બધા જાણો છો. અત્યાર સુધી હું અખંડ પ્રવૃત્તિ કરતો આવ્યો છું. પણ આખરે પ્રવૃત્તિનીય મર્યાદા હોય છે ને? તેથી હવે હું નિવૃત્ત થવાનો વિચાર રાખું છું. એનો અર્થ એવો નથી કે હું કર્મ સદંતર છોડી દઈશ. પણ સ્વતંત્ર નવી પ્રવૃત્તિનાં મંડાણ હવે હું નહીં કરું. પ્રવાહપતિત જે આવશે તે કરતો રહીશ. પ્રસંગ પડ્યે તમે પૂછવા આવશો તો સલાહ પણ આપીશ. એટલા માટે જ મેં આજે આ સમારંભ રાખ્યો છે. મારે જે કહેવાનું હતું તે બધું મેં તમને કહી દીધું છે. તમે તેને સમુદ્રોપનિષદ અથવા જીવનોપનિષદ કહી શકો. ફરીથી ટૂંકાણમાં કહું છું. પિતૃભક્તિની મર્યાદા, પ્રતિકારની મર્યાદા, માનવસેવાની મર્યાદા અને એકંદરે પ્રવૃત્તિમાત્રની મર્યાદા — આ જ મારા જીવનનો સાર છે. બોલો ત્યારે બધા એકી સાથે, ओऽम् नमो भगवत्यै मर्यादायै."

આટલું બોલીને પરશુરામ શાંત થયો. તેના એ ઉપદેશના ઊંડા પડઘા સહ્યાદ્રિની ખીણો અને કોતરોમાં હજી પણ સંભળાય છે.

## ૧૦

# જમનાલાલજીને શ્રદ્ધાંજલિ*

મારાં વહાલાં ભાઈઓ અને બહેનો,

ગઈ કાલે સાંજે ૪ વાગ્યે મહિલાશ્રમમાં મારું ભાષણ રાખવામાં આવ્યું હતું. હું ભાષણ માટે ત્યાં જઈ પહોંચ્યો, છોકરીઓ આવીને બેઠી અને મારું ભાષણ શરૂ કરું એટલામાં એક મોટર ત્યાં આવી પહોંચી. તેમાં આવેલા માણસે કહ્યું કે, "જમનાલાલજી માંદા છે અને તમને બોલાવ્યા છે." જમનાલાલજી એવા ખાસ માંદા નહોતા; બપોર સુધી હંમેશની માફક પોતાનું કામ કરતા હતા, એ હું જાણતો હતો. તેથી માંદા હોવાના સમાચાર સાંભળ્યા પછી પણ તેનો વધારે ગંભીર અર્થ મારા ધ્યાનમાં આવ્યો નહીં. તેમ છતાં ભાષણ પડતું મૂકી હું ગાંધીચોકમાં આવ્યો. મોટરમાંથી નીચે ઊતર્યો ત્યાં દિલીપ મેડા પરથી નીચે ઊતરતો હતો. તેના મોઢા પર દુઃખ દેખાતું હતું તોપણ મને પૂરો ખ્યાલ ન આવ્યો અને 'જમનાલાલજીની તબિયત કેમ છે?' એમ મેં તેને પૂછ્યું. તેણે જવાબ આપ્યો, 'તે તો ગયા.' આટલી અચાનક, અણધારી અને દુઃખ આપનારી બાતમી સાંભળીને મને શું થયું હશે તે તમે કલ્પી શકો છો. પણ મને પોતાને તદ્દન જુદા પ્રકારનો અને વિલક્ષણ અનુભવ થયો. સમાચાર દુઃખકારક હતા ખરા. પણ તે સાંભળીને એક અનોખા આનંદનો આભાસ મારા અંતરમાં થયો અને એ આનંદની દશામાં જ હું મેડા પર જે ઓરડામાં તેમનું શબ રાખ્યું હતું ત્યાં પહોંચ્યો. ત્યાં જે લોકો બેઠા હતા તેમના ચહેરા પર

* શ્રી જમનાલાલ બજાજના અવસાન નિમિત્તે તા. ૧૨-૨-'૪૨ને રોજ વર્ધામાં ગાંધીચોકમાં આપેલું ભાષણ.

જ્યારે દુઃખની સ્પષ્ટ છાયા મેં જોઈ ત્યારે મને ભાન થયું કે જેને લીધે અનેક લોકોને દુઃખ થઈ શકે એવી કોઈ ઘટના બની છે. આમ છતાં મારે કબૂલ કરવું જોઈએ કે અંતરમાં જે આનંદનો અનુભવ થતો હતો તે જરાય ઓછો ન થયો. છેવટે શરીરને અગ્નિસંસ્કાર કર્યાં પછી સાંજે હું ઈશોપનિષદ અને ગીતાઈનો પાઠ કરવા લાગ્યો ત્યારે એ આનંદનો પાર ન રહ્યો. મારી આ સ્થિતિ રાત્રે સૂઈ ગયો ત્યાં સુધી એવી ને એવી રહી. બીજે દિવસે સવારે ઊઠયા પછી જમનાલાલજીના મૃત્યુને લીધે કેવી ખોટ ગઈ છે અને આપણી જવાબદારી કેટલી વધી છે તેનું મને ધીમે ધીમે ભાન થવા માંડયું. પછી શું થયું હશે તે બધું તમે કલ્પી શકશો. પણ મને થયેલો આનંદનો અનુભવ શાથી થયો તે મારે તમને કહેવું જોઈએ.

જમનાલાલજીએ ગોસેવાનું કામ પોતાને માથે લીધું છે એ વાતની મને જેલમાં ખબર પડેલી. એ સાંભળીને મને સમાધાન થયું. અને આ ઉપયોગી કામ જમનાલાલજીએ ઉપાડયું તેથી દેશનું અવશ્ય કલ્યાણ થશે, એટલું જ નહીં, તેમના પોતાના ચિત્તને પણ શાંતિ મળશે એમ મને લાગ્યું. પણ તેની સાથે તેમના થાકેલા શરીરને આ કામ અસહ્ય થવાનું છે એવી શકયતા પણ હું જોતો હતો. હું જેલમાંથી બહાર આવ્યો ત્યારે પહેલી જ મુલાકાત વખતે તેમણે મને પૂછયું કે, "મેં ગોસેવા સંઘનું કામ માથે લીધું એ બાબત તમારો શો અભિપ્રાય છે?" મેં તેમને કહ્યું કે, "એ સાંભળી મને ઘણું સમાધાન થયું." આટલા શબ્દો મારા મોઢેથી નીકળતાં વેંત તેમની આંખમાં આંસુ આવ્યાં. છેલ્લા બેત્રણ મહિનામાં ગોસેવા જેવું પવિત્ર, પ્રેમભાવ પેદા કરનારું અને આત્માની ઉન્નતિનું સાધન-રૂપ એવું આ સુંદર કામ પોતાને મળ્યું તેથી તેમના ચિત્તને ખૂબ સમાધાન થયેલું દેખાતું હતું અને હંમેશના કરતાં વધારે એકાગ્રતા-થી અને દૃઢ નિશ્ચયથી તેમણે એ શરૂ કર્યું. તેમનું જ્યારે અવસાન થયું તે વખતે તેમના મનની જેટલી ઉન્નત અવસ્થા હતી

તેટલી ઉન્નત અવસ્થા તેમના અગાઉના આખા વીસ વરસના પ્રયત્નમાં ન હતી. પાછલાં વીસ વરસથી મનનું સૂક્ષ્મ પરીક્ષણ તેઓ સતત કરતા આવ્યા હતા, છતાં મનની જે ઉન્નત અવસ્થા સુધી તેઓ પહોંચી શકયા ન હતા તે અવસ્થા ગયા બેત્રણ મહિનામાં તેમને ઝપાટાભેર પ્રાપ્ત થઈ હતી. શરૂઆતથી જ તેમની સાથે મારો ઘાડો સંબંધ હોવાથી હું આ બધું જોઈ શકતો હતો. આવી ઉન્નત અવસ્થામાં મૃત્યુ આવે એ બહુ આનંદની વાત છે. મરવાનું તો બધાંને છે પણ મરણ મરણ વચ્ચે ફેર હોય છે. છેક છેલ્લી ઘડી સુધી કામ કરતાં કરતાં, બીજાની સેવા લેવાની જરૂર પડયા વિના, મનની ઉન્નત અવસ્થામાં દેહ છોડવાનું ભાગ્ય પ્રાપ્ત થવું એના કરતાં જીવનનો વધારે સારો અંત કેવોક હોય? આ વિચારથી હું આનંદમાં હતો. આ મરણનો પ્રસંગ દુઃખ થાય તેવો હોય તો પણ તેમાં આ આનંદની બાજુ હતી તે મેં તમારી આગળ મૂકી. મને લાગે છે કે આવું મૃત્યુ જ આપણે પ્રભુ પાસે માગીએ. એ જ દિશામાં અને એ જ હેતુથી આપણો બધો પ્રયત્ન હોવો જોઈએ.

તુલસીદાસજીએ રામાયણમાં એક પ્રસંગ કહ્યો છે. સુગ્રીવ અને વાલી એ બેનું યુદ્ધ ચાલતું હતું ત્યારે રામે વાલીને બાણ માર્યું. એ બાણથી વાલી વિહ્વળ થઈને પડયો ત્યારે તેનો અને રામનો જે સંવાદ થયો તે આપ્યો છે. રામે બાણ માર્યું તે માટે વાલીએ રામને ઠપકો આપ્યો. ત્યારે રામ વાલીને કહે છે, "હે મારા વહાલા બેટા! આ મેં તને બાણ નથી માર્યું, આ મેં તારા પર પ્રેમ વરસાવ્યો છે. પણ તારી જો જીવવાની ઇચ્છા હોય તો હું તને જીવતો રાખું. તારી જેવી ઇચ્છા હશે તેમ કરીશ." એ સાંભળી વાલી બોલ્યો, "હે રામ! આજે તારાં પ્રત્યક્ષ દર્શન મને થયાં છે અને આવી પવિત્ર ક્ષણે મરવાની તક મળતી હોય તે હું ગુમાવું અને તારી પાસે આવરદા માગું તો પછી જ્યારે મરવાનો વખત આવશે ત્યારે આ તારાં દર્શન ફરી આંખને કરવાનાં મળશે એની ખાતરી

નથી. તેથી આ સ્થિતિ હું સ્વીકારું છું. મને હવે જીવવાની ઇચ્છા નથી. અત્યારે મરવું એ જ મારે માટે શ્રેયસ્કર છે.'' એમ કહી વાલી મુક્ત થયો અને રામના તેજમાં વિલીન થયો. આવું ચિત્ર અને ચરિત્ર રામાયણમાં વર્ણવ્યું છે. આનો ભાવ એ છે કે, ચિત્તનું શોધન કરતાં કરતાં ઉન્નત અવસ્થાએ પહોંચી એ જ અવસ્થામાં માણસે મરવું જોઈએ. જમનાલાલજીને આવું મૃત્યુ મળ્યું એ હું જાણું છું અને એટલા માટે આ દુઃખનો નહીં પણ આનંદનો વિષય છે, કોઈનેયે અદેખાઈ આવે એવો છે.

જમનાલાલજીના અનેક ગુણોનું આપણે વર્ણન કરી શકીએ છીએ. પણ એ બધામાં તેમનો સૌથી મોટો ગુણ એ હતો કે, સેવાનાં અનેક કામો કરતી વખતે સેવા કેટલી થઈ તેનું એક હિસાબી માણસ તરીકે જોકે તેઓ માપ કાઢતા હતા તોપણ એ સેવાનું તેમનું મુખ્ય માપ જુદું હતું. આ સેવાથી મારા અંતરનો મેલ, અશુદ્ધિ ઓછી થાય છે કે નહીં એ તે જોતા. જે સેવાનું કાર્ય કર્યું તેનું પરિણામ ચિત્તશુદ્ધિના રૂપમાં સ્પષ્ટ વરતાય તો તે સેવા સાચી, ચિત્તશુદ્ધિનું પ્રમાણ ઓછું દેખાય તો તે સેવા તેટલી ખામીવાળી; અને જે સેવાનું આવું કંઈ પરિણામ ન દેખાય તે સેવા ખોટી એમ તેમને લાગતું. હરકોઈ સેવાના કાર્યને તેઓ ચિત્તશુદ્ધિની કસોટી પર કસી જોતા. ચિત્તશુદ્ધિનો કસ એ જ સેવાનો કસ, એમ તેઓ માનતા. આવી ચિત્તશુદ્ધિની વૃત્તિમાં જે દેહ છોડી ગયો તે ગયો જ નથી; તે નાનકડા દેહમાંથી ભલે ગયો હોય, પણ વસ્તુતઃ તેણે સમાજના વ્યાપક દેહમાં પ્રવેશ કર્યો છે. આમ ઘણી વાર થાય છે. દેહ આત્માના વિકાસ અર્થે છે. પણ જેમનો આત્મા વિશેષ ઉન્નત થયો હોય તેમના વિકાસને પછી દેહમાં પૂરતો અવકાશ નથી મળતો. તેમના એ વિશાળ આત્માને માટે દેહનું મર્યાદિત ક્ષેત્ર પૂરતું થતું નથી. આમ થાય એટલે એ આત્માઓ દેહને ફેંકી દઈ દેહરહિત અવસ્થામાં વધારે સેવા કરે છે. એવી જ સ્થિતિ જમનાલાલજીની

થઈ છે. તમારામારા દેહમાં તેમણે જાણે પ્રવેશ કર્યો હોય એમ હું જોઉં છું. આવું મૃત્યુ એ જીવતું મૃત્યુ છે. મૃત્યુ પણ જીવન્ત હોઈ શકે અને જીવન પણ મરેલું હોઈ શકે. જીવંત મૃત્યુ ઘણા થોડાનું થાય છે. જમનાલાલજીનું મૃત્યુ એવું છે. તેની અસર મારાતમારા પર જરૂર થશે. પણ એવી અસર થાય તે માટે અનુકૂળ મનની મુક્ત સ્થિતિ આપણે રાખવી જોઈએ. આવી અસરનો એક નાનકડો દાખલો આપું. જમનાલાલજીના મૃત્યુ પછી તેમનાં પત્નીને રાષ્ટ્રકાર્યમાં પોતાનો દેહ અર્પણ કરવાનો સંકલ્પ કરવાની પ્રેરણા થઈ. તેમણે પોતાની અંગત મિલકત રાષ્ટ્રને અર્પણ કરવાનો સંકલ્પ કર્યો. જાનકીબહેન ખાસ ભણેલાં વિદુષી નથી અથવા વિકાસનું કોઈ સ્વતંત્ર સાધન તેમને મળી ગયું છે એમ કહી શકાય નહીં. પણ આ પરિણામ જમનાલાલજીના મૃત્યુને આભારી છે એવો એનો અર્થ થયો. દેહ હોય છે ત્યારે આત્મા જે અસર ઉપજાવી શકતો નથી અને ઉપજાવે છે, તે અથવા તેના કરતાં વધારે અસર દેહના ગયા પછી તે ઉપજાવી શકે છે, એનો આ એક દાખલો છે. આવા બીજા દાખલા પણ બનશે, કારણ કે, મોટા આત્માઓ દેહ છોડ્યા પછી જ વધારે બળવાન થાય છે. સંતોના દાખલા અપણે જોઈએ છીએ. તે જીવતા હતા ત્યારે સમાજ તેમની કદર કરતો ન હતો, ઊલટું તેમની કનડગત કરતો. પણ દેહ પડ્યા પછી દેહની બહાર રહીને ઘણી પ્રબળ અસર તેઓ સમાજના ચિત્ત પર કરી શક્યા. આવાઓની હારમાળામાં જમનાલાલજીનું, નાનકડું હોય તોયે, ચોક્કસ સ્થાન છે. તેથી તેમણે જેટલા ઉત્સાહ અને વેગથી કામ કર્યું તેથી વધારે ઉત્સાહ અને વેગથી એ કાર્ય આગળ ધપાવવાની પ્રેરણા આપણને પરમેશ્વરની કૃપાથી મળી રહેશે. એ પ્રેરણા ગ્રહણ કરવા માટે આપણું ચિત્ત મુક્ત રહો, એટલી પ્રાર્થના કરીને હું આ મારી શ્રદ્ધાંજલિનું ભાષણ પૂરું કરું છું.

૧૧

# ત્રણ મુખ્ય વાદો

મારા અત્યન્ત વહાલા મિત્રો,

આજે મારે જે બોલવાનું છે તે શરૂ કરું તે પહેલાં નાનકડી પ્રસ્તાવના કરવાની જરૂર છે. એક ભાઈની ચિઠ્ઠી આવી છે. તેમાં તે કહે છે, कृपया हिन्दीमें बोलें. આમાંનો कृपया શબ્દ હું સ્વીકારવાનો છું એટલે કે મરાઠીમાં બોલવાની કૃપા કરવાનો છું. અમે નાગપુર જેલમાં હતા ત્યારે અમારી ચર્ચાઓ અને ભાષણો મોટે ભાગે હિંદીમાં થતાં. ત્યાં જે સત્યાગ્રહીઓ હતા તેઓ ઘણા-ખરા હિંદી જાણનારા હતા. તેથી તેમની સાથે વાતચીત કે ચર્ચા હિંદીમાં થતી. આવી રીતે હિંદી મારફતે અમને એકબીજાના વિચારો જાણવાના મળ્યા, અને સહવાસમાં આનંદ થયો. અલબત્ત, એને પરિણામે હવે હિંદીમાં ભાષણ આપવા જેટલો એ ભાષાનો મને મહાવરો થયો છે.

પણ અહીં મરાઠીમાં બોલવામાં એક તાત્ત્વિક દૃષ્ટિ રહેલી છે. આપણી જે રાષ્ટ્રભાષા હિંદી અથવા હિંદુસ્તાની અથવા ઉર્દૂ છે તે બધાંએ જરૂર શીખવી જોઈએ. પણ એની સાથે જે લોકો બીજા પ્રાંતોમાં આવીને વસે છે તેમણે તે તે પ્રાંતની ભાષાઓ પોતે સમજી શકે અને બોલી શકે એટલા પ્રમાણમાં શીખવી જોઈએ, એ પણ જરૂરનું છે. તે વિના આખા રાષ્ટ્રનું સંધાણ નહીં થાય. સંધાણ બંને બાજુથી થાય છે. જુદી જુદી પ્રાન્તિક ભાષાઓ બોલનારાઓએ રાષ્ટ્રભાષા શીખવી જોઈએ અને દરેક પ્રાન્તમાં

* વર્ધામાં જીવનસમીક્ષક મંડળ આગળ તા. ૨૨-૧૨-'૪૧ને દિવસે આપેલું ભાષણ.

રહેનારા અન્ય પ્રાન્તના લોકોએ સ્વદેશી ધર્મને અનુસરી તે પ્રાન્તની ભાષા જરૂર શીખવી જોઈએ. આ તત્ત્વદૃષ્ટિ તમને આપવાની કૃપા કરવાને માટે હું કૃપયા મરાઠીમાં બોલવાનો છું.

વિદ્યાર્થીઓ આગળ થોડા જ વખત પર મેં આપેલું ભાષણ તમારામાંના ઘણાએ સાંભળ્યું હશે એમ માની લઉં છું. એ ભાષણમાં મેં એક વિચાર તેમની આગળ મૂક્યો હતો. એ વિચાર હું એ જ ભાષામાં અહીં રજૂ કરું છું કારણ કે મારા મનમાં તે એ જ ભાષામાં વસી ગયેલો છે. તે વિચાર એ છે કે, સંપૂર્ણ સ્વાતંત્ર્ય કોઈનો અબાધિત અને નિરંકુશ અધિકાર હોય તો વિદ્યાર્થીઓનો છે. બીજાઓને બંધન હોય છે અને એ યોગ્ય છે. પણ વિદ્યાર્થીઓને કોઈ પણ પ્રકારનું બંધન ન હોવું જોઈએ. આ હકનો અમલ કરવાની તમે હજી શરૂઆત ન કરી હોય તો આજે જ કરો.

વિદ્યાર્થીપણું એ એક અવસ્થા કે દરજ્જો છે. એ દરજ્જાને ઉદ્દેશીને હું વાત કરું છું. એક વ્યક્તિગત વિદ્યાર્થીની દૃષ્ટિથી નથી કહેતો. વ્યક્તિ તરીકે તેને અનેક બંધનો હોવાનો સંભવ છે, પણ વિદ્યાની કે સત્યની શોધ કરતી વખતે તે મુક્ત હોવો જોઈએ. ફલાણો મહાત્મા, ગુરુ કે સંત કહે છે એટલા માટે અમુક વિદ્યા ગ્રાહ્ય નથી. 'આ સંતવાણી છે, આ અમારા પંથની વાણી છે, એટલે પ્રમાણ છે,' એવો બોજો જ્ઞાન મેળવવાની બાબતમાં અથવા વિચાર ઘડવાની બાબતમાં વિદ્યાર્થી પર ન હોવો જોઈએ. વ્યક્તિગત વિદ્યાર્થીને પુત્ર, મિત્ર, શિષ્ય તરીકે કે બીજી કોઇ રીતે અનેક બંધનો હોય. પણ વિદ્યાના અર્થી—વિદ્યાર્થી તરીકે સંપૂર્ણ સ્વાતંત્ર્ય એ તમારો અધિકાર છે. આ ઘણો જ મહત્ત્વનો—તદ્દન પાયાનો—અધિકાર છે. આ મૂળભૂત અધિકાર તમે કોઈ મૂકો અથવા મુકવા દો તો સાચી વિદ્યા પ્રાપ્ત થવાની આશા કદી ન રાખશો.

આજકાલ 'સુધરેલાં' રાષ્ટ્રોમાં ઇતિહાસ, સંસ્કૃતિ, વેપાર, ભૂગોળ વગેરે વિષયો શીખવવાને બહાને વિદ્યાર્થીઓનો આ કીમતી

હક ઝૂંટવી લેવામાં આવ્યો છે. ગણપતિની મૂર્તિ બનાવનારા અત્યારના હોંશીલા મૂર્તિકારો 'ગણપતિ એક તત્ત્વ છે' એ વાત ભૂલી જઈ માટીના જાત જાતના આકાર ઘડે છે. તેમને લાગે છે કે ગણપતિની પ્રતિમા બનાવવાનું કામ આપણા હાથમાં છે અને તેથી તેઓ તેને મરજીમાં આવે તેવા આકાર આપે છે. કોઈ તેના હાથમાં ત્રિશૂળ અને ભાલો આપે છે, કોઈ રેંટિયો આપે છે અને વળી કોઈ કોઈ તો તેને સિગારેટ પણ વળગાડે છે. આમ બિચારા ગણપતિના બૂરા હાલ થાય છે. એવા જ બૂરા હાલ આજે વિદ્યાર્થીઓના થવા માંડ્યા છે. શાણા વિદ્યાર્થીઓ પોતાના આવા બૂરા હાલ થાય તે સહન કરવા તૈયાર ન હતા. આજે પણ ન હોવા જોઈએ. કોઈ તમારી આવી દુર્દશા કરતું હોય તો તે તમારે સહન ન કરવી જોઈએ. વિદ્યાર્થીને કઈ વિદ્યા શીખવવી, કયા બીબામાં ઢાળવો એ બધું સરકાર નક્કી કરે છે. વિચારો અને ગુણોનું નિયંત્રણ અને નિયમન સરકાર કરે છે. આજકાલ જે વિકાર કે વિચાર સરકારને ઇષ્ટ લાગતા હોય તે છોકરાંનાં ભેજાંમાં ઠાંસવાનું સચોટ સાધન એટલે શિક્ષણ, એવી કેળવણીની વ્યાખ્યા જણાય છે. સરકારને ઇષ્ટ લાગતા વિચારોની દૃષ્ટિથી કેળવણીની યોજનાઓ ઘડાય છે. આ સ્થિતિ તમે ચલાવી લેશો તો તમારી અને દુનિયાની સ્થિતિ બગડવાની છે. એકલા મૂડીવાદી જ નહીં, બધાં જ 'વાદી' રાષ્ટ્રો આવી યોજનાઓ ઘડે છે. તેમનો વિરોધ કરવો એ વિદ્યાર્થીઓનું કામ છે. આ પહેલી વાત ધ્યાન રાખજો.

આ મુખ્ય મુદ્દો છે એ પેલા ઋષિના ધ્યાનમાં આવ્યું હતું. તેથી જ તે વૈદિક ઋષિ બોલ્યો, 'મારા વહાલા શિષ્યો, તમે મારી પાસે બાર વરસ રહ્યા, વિદ્યા શીખ્યા. પણ મને તમે આદર્શ માનશો નહીં. સત્યને પ્રમાણ માનજો, મારી કૃતિને પ્રમાણ ન માનતા. સત્યની કસોટી પર મારા શબ્દ અને આચરણને કસી જોજો. જેનો કસ બરાબર ઊતરે તે જ લેજો. જે હલકું જણાય તે ફેંકી દેજો.

સત્યની કસોટી હર કોઈ માણસને સહેજે જડે એવી છે; તે તમે વાપરજો.' यानि अस्माकं सुचरितानि तानि त्वया उपास्यानि, नो इतराणि। (અમારાં સારાં ચરિતો હોય તે તમે સ્વીકારજો, ખરાબ છોડી દેજો.) અને તે ઋષિએ આમ કહ્યું કારણ કે તે સાચો જ્ઞાનદાતા ગુરુ હતો. તેણે કહેલું તત્ત્વ નવું નથી; પણ તેનો અમલ ક્યાંય થતો નથી. અત્યંત દયાળુ થઈ ઋષિએ આ સંદેશો વિદ્યાર્થીઓને આપ્યો છે. એ બરાબર ધ્યાનમાં રાખજો. પોતાના વિચાર-સ્વાતંત્ર્યનો આ મૂળભૂત અધિકાર સાચવજો. તે કદી ગુમાવશો નહીં.

સ્વતંત્ર બુદ્ધિ વિદ્યાર્થીનું પહેલું લક્ષણ છે એમ મેં કહ્યું. સ્વતંત્ર બુદ્ધિ એટલે કોઈના બાહ્ય દબાણ વગરની સત્યાગ્રહી બુદ્ધિ. આ બુદ્ધિ વડે તમે દુનિયા તરફ જોજો. તેમાં તમને અપાર ચમત્કાર જોવાના મળશે. બુદ્ધિ વડે એ ચમત્કાર સમજી લેજો. આજની દુનિયામાં ખાલી મગજ રાખવું પોસાય એમ નથી. તમે પોતાના ચોક્કસ અને નિશ્ચિત વિચાર ન રાખો તો બીજા કોઈના વિચાર તમારા મગજમાં ઘૂસી જશે. આજની દુનિયા કહે છે, 'મગજ ખાલી રાખ્યે ન ચાલે. તેમાં કંઈક ભરવું જ જોઈએ. તેમાં સદ્‌વિચાર ભરજો. અથવા તે ન ભરવા હોય તો બટાટા ભરજો, પથરા ભરજો, જે ભરવું હોય તે ભરજો.' વિદ્યાર્થીના મગજને ખાલી ન રહેવા દેવાનું આ જમાનાએ બીડું ઝડપ્યું છે. તમે વિચાર નહીં કરો તો પેલો રેડિયો તમારા મગજમાં વિચાર ઠાંસ્યા વિના નહીં રહે. વર્તમાનપત્રો વિચાર કરવાની તમને ફરજ પાડશે. આજે વિચાર વિનાનું ખાલી મગજ રાખવું બને એમ નથી. તેથી બુદ્ધિ સત્યાગ્રહી રાખો અને સદ્‌વિચાર કરો. સદ્‌વિચાર પાકા કરવા અને સંઘરવા એ જ તમારે માટે એક રસ્તો રહ્યો છે. હું વિચાર નહીં બનાવું એમ તમે કહેશો તો લોકો તમને બનાવશે. બીજાને હાથે બનશો નહીં. દુનિયાના હાથમાં માટી બનશો નહીં.

આજની દુનિયામાં એકાંગી જ્ઞાન હવે ચાલે તેમ નથી. એકાંગી અધ્યયન કર્યે પણ ન ચાલે. સમાજશાસ્ત્ર બાદ કરીને આજે કોઈ

પણ ચિંતન શકય નથી. ઇતિહાસ, અર્થશાસ્ત્ર અને રાજ્યશાસ્ત્ર એ ત્રણનું ચિંતન તો તે વિના નહીં જ થઈ શકે, પણ ગણિત જેવા સ્વતંત્ર અને તટસ્થ વિષયનું અધ્યયન પણ સમાજશાસ્ત્ર વિના નહીં થઈ શકે. તત્ત્વજ્ઞાન, નીતિ, ગણિત, સામન્ય વિજ્ઞાન, ભૌતિક શાસ્ત્ર — કોઈ પણ વિષયનો વિચાર સમાજશાસ્ત્રથી આઘા રહી કરવો શકય નથી. આ બધા વિષયો જાણે કે સમાજશાસ્ત્રના પેટમાં છે અને તેથી નિત્ય જાગ્રત રહીને સર્વાંગી વિચાર કરવો એ અગત્યનું છે.

આજે દુનિયામાં ત્રણ ઘણા મોટા વિચારપ્રવાહો જોવાના મળે છે. તેમાંનો પહેલો ફાસીવાદ અને નાઝીવાદનો છે. આ બન્ને ખરું જોતાં એક જ છે. એક જર્મનીમાં પેદા થયો અને બીજો ઇટાલીમાં. કોઈ ને કોઈ સ્વરૂપે તે આખી દુનિયામાં ફેલાયેલો છે. આપણા હિંદુસ્તાનમાં પણ તે છે. બીજો છે સામ્યવાદ. સમાજવાદ વગેરે તેના પેટામાં સમાઈ જાય છે. આ વાદ રશિયામાં શરૂ થયો અને દુનિયાભરમાં ફેલાયો. ત્રીજો છે ગાંધીજીનો વિચારપ્રવાહ. આ ત્રણ જ સાચા સ્વતંત્ર વિચારપ્રવાહો છે. ઈંગ્લંડ, અમેરિકા વગેરેના વિચારોની વિચારની દૃષ્ટિએ કશી ગણતરી નથી. એમની ગણતરી કરવી હોય તો તે ફાસીનાઝી-વાદના નિકટના ગણાય. યુદ્ધમાં વિજય ગમે તેનો થાય તોપણ વિચારની દૃષ્ટિથી તેમનામાં કશો માલ નથી. તેથી તેમને ગણતરીમાં લેવાની જરૂર નથી.

આ ત્રણે વાદોની કારકિર્દી અને પ્રગતિ આપણા જોતાં થઈ. તેમનો તમે તટસ્થપણે ખૂબ ઊંડો અભ્યાસ કરજો. આમાંથી ગાંધીવાદનો ઉદય તો ઘણે ભાગે હિંદુસ્તાનમાં જ થયેલો ગણાય. ઘણે ભાગે કહેવાનું કારણ એ કે, બીજા દેશોના વિચારકોએ પણ એને મળતા વિચારો વ્યક્ત કર્યા છે. કેટલીક વ્યક્તિઓએ એને લગતા પ્રયોગો પણ કર્યા છે. પણ એ વિષયને સાકાર અને સગુણ રૂપ આપી તેનો રાષ્ટ્રવ્યાપી પ્રયોગ કરવાનુ કામ ગાંધીજી અને તેમના દ્વારા હિંદુસ્તાનમાં જ બની શકયું. ગાંધીજીના પ્રયોગને માટે અનુકૂળ

પરિસ્થિતિ અને વાતાવરણ હિંદુસ્તાનમાં જ હતાં. બીજા બે વાદો યુરોપમાં જન્મ્યા છે. આ ત્રણે વાદો કેમ અને કેવી રીતે ઉત્પન્ન થયા, એનો વિચાર આપણે કરવો જોઈએ.

ઇતિહાસના નિરીક્ષણમાંથી મેં એક ન્યાય તારવ્યો છે, તે તમારી આગળ રજૂ કરું છું. इन्द्राय तक्षकाय स्वाहा એ તે ન્યાય. સાપની સાથે વાંકું પડવાથી એક બ્રાહ્મણે સાપોનો યજ્ઞ કર્યો અને સાપ કુંડમાં હોમવા માંડ્યા. તેમાં તેણે ઘણા સાપોની આહુતિઓ આપી. પણ તક્ષક ઇન્દ્રના આસન નીચે ભરાઈ બેઠો. અહીં બ્રાહ્મણે तक्षकाय स्वाहा કહ્યું પણ તક્ષક શેનો આવે? આહુતિનો મંત્ર નકામો ગયો. બ્રાહ્મણને ભારે નવાઈ થઈ. એટલે બ્રાહ્મણે સૂક્ષ્મ દૃષ્ટિથી ભૂગોળનું નિરીક્ષણ કર્યું. તક્ષક ઇન્દ્રનો આશરો લઈ બેઠો છે અને તેથી આહુતિનો મંત્ર ફોગટ ગયો એમ તેને જણાયું. તેથી તે બોલ્યો, इन्द्राय तक्षकाय स्वाहा. બ્રાહ્મણે મૂરખની જેમ બન્નેની આહુતિ આપવાનો સંકલ્પ કર્યો. પૃથક્કરણ કરવાની તસ્દી પણ તેણે ન લીધી. પણ ઇન્દ્ર રહ્યા અમર. તે યજ્ઞકુંડમાં કેમ પડે? બ્રાહ્મણે પૃથક્કરણ કરવાની તકલીફ ન લીધી તેથી આખરે ઇન્દ્રની સાથે તક્ષક પણ અમર થયો.

સામાન્યપણે જોઈએ તો જેમાં કોઈ ને કોઈ ગુણ ન હોય એવો એકે વાદ નથી. કોઈ વાદ સર્વાંશે અનિષ્ટ કે દોષયુક્ત છે એમ ઠરાવીએ અને તેમાં રહેલા ગુણો તરફ દુર્લક્ષ કરીએ તો તે અમર થાય છે. કોઈ પણ વાદનું ગુણદોષપૃથક્કરણ ન કરીએ તો તે દોષોથી ભરેલો હોય તોપણ ફાલે છે. તેથી દરેક વાદમાં જે ગુણ હોય તે જાણી લેવા જોઈએ. એટલા માટે નાઝીવાદ સર્વથા દોષિત છે, એમ કહ્યા કર્યે નહીં ચાલે. એમ કરવાથી તેમાં રહેલા ગુણો આપણે જોઈ શકતા નથી અને સામ્યવાદમાં રહેલા સત્યાંશનું પણ અન્વેષણ થઈ શકતું નથી. કોઈ પણ વાદના કેવળ દોષ જોવાથી તેનું ખંડન થતું નથી.

ભૂલભરેલા વાદમાં રહેલી સારી વાત અપનાવી લઈએ પછી તેમાં ટકે એવું કશું રહેતું નથી. આ દૃષ્ટિથી નાઝીવાદમાં સારું શું છે તે તપાસીએ. નાઝીવાદ એક જાતની પુરાણી અભિમાનની વૃત્તિ પર ઊભો થયો છે. પ્રાચીન પરંપરાના અને જૂના ઇતિહાસના ગૌરવ પર તે ઊભો થયો છે. "અમે જર્મનીના લોકો શ્રેષ્ઠ છીએ. અમારા ઇતિહાસમાં ભવ્યતા છે. પરમેશ્વરે અથવા કાળાત્માએ એક મહાન કાર્ય અમને સોંપેલું છે. અમે અમારી પૂર્વ સંસ્કૃતિ ટકાવી રાખી તેનું પોષણ કરીને જ એ કાર્ય પાર પાડી શકીશું. એટલા માટે જર્મન પ્રજાનો વિસ્તાર વધારવો જોઈએ. અમારામાં મહાન ગુણો રહેલા છે તેથી અમને મહાન કાર્ય સોંપવામાં આવેલું છે. વ્યક્તિની માફક સમાજમાં અને રાષ્ટ્રમાં પણ વિશિષ્ટ ગુણો હોય છે. આ અમારા વિશિષ્ટ ગુણો એ જ અમારું અમારાપણું—અસ્મિતા. અમારી સંસ્કૃતિ ભેળસેળ વગરની શુદ્ધ છે. અમે શુદ્ધ લોહીના, શુદ્ધ વિચારના જર્મન લોકો જ આ કામ કરવાને લાયક છીએ." શુદ્ધ એટલે પૂર્વપરંપરાથી પ્રાપ્ત થયેલા. દેડકાને દેડકાની પરંપરાથી જે ગુણ મળ્યા હોય તે તેના શુદ્ધ ગુણ કહેવાય. સાપને સાપોની પરંપરાથી જે ગુણ મળ્યા હોય તે શુદ્ધ ગુણ. તે જ પ્રમાણે અમને અમારી પૂર્વપરંપરાથી જે વિશિષ્ટ ગુણ મળ્યા હોય તે જ અમારી શુદ્ધ સંસ્કૃતિ. તેથી અમારે જર્મન વંશનું અભિમાન રાખી અમારી પરંપરાનું રક્ષણ કરવું જોઈએ. નાઝીવાદમાં બીજા દોષો પાર વગરના છે, પણ આ એક આકર્ષક ગુણ છે. એ આકર્ષક લાગતો હોય તોય સર્વાંશે ગ્રાહ્ય નથી. પૂર્વપરંપરાનું સાતત્ય કાયમ રાખવું, તેનો તંતુ તૂટવા ન દેવો, સંસ્કૃતિની પરંપરા અવિચ્છિન્ન રાખવા માટે પૂર્વજોની સંસ્કૃતિ વિષે આદર અને પ્રેમ રાખવો આ એમાંનો સાચો ગ્રાહ્ય અંશ છે. વંશાભિમાન કંઈ સંઘરવા જેવી ચીજ નથી.

એથી ઊલટું, સામ્યવાદમાં જુદી જાતનો ગુણ છે. તે જુએ છે કે, દુનિયાભરના ગરીબ લોકો વધારે ને વધારે ગરીબ અને

અને તેમાંય મહારાષ્ટ્રમાં વિશેષે કરીને ફેલાતો જાય છે. હું મહારાષ્ટ્ર પૂરતું કહું છું, કારણ કે, મહારાષ્ટ્રના દોષ બતાવવાનો મને વિશેષ અધિકાર છે. મહારાષ્ટ્રમાં 'આપણો મહારાષ્ટ્રધર્મ', 'આપણી પેશવાઈ', 'આપણા મર્દ મરાઠા', 'આપણી સંસ્કૃતિ', 'આપણા સમર્થ અને તેમની મારુતિ-ઉપાસના', વગેરે ભાવનાઓને જે પક્ષ પોષે છે, તેના તરફ જુવાનોને આકર્ષણ થાય છે. એ જ કારણે તેમને એ વિચારોમાં ઇતિહાસના અભિમાનનો મોટો ગુણ દેખાય છે. દાસ નવમી (માઘ વદિ ૯) હનુમજ્જયન્તી (ચૈત્ર સુદિ ૧), ભીષ્માષ્ટમી, શિવાજી ઉત્સવ વગેરેમાંથી તેમને પ્રેરણા અને જોસ્સો મળે છે. તેથી એ પક્ષમાં બીજા ગમે તેટલા દોષો હોય તોય તે જુવાનોને આકર્ષક લાગે છે. મુસલમાનોમાં આવો જ વિચાર મુસ્લિમ લીગે ફેલાવ્યો. મુસલમાની ધર્મ કેવો વૈભવસંપન્ન હતો, હિંદુસ્તાનમાં એ ધર્મના લોકોનું સામ્રાજ્ય કેવું હતું, વગેરે પૂર્વપરંપરાના અભિમાનનો તેમાં ગુણ છે. આ રીતે હિંદુ સભા અને મુસ્લિમ લીગ બંનેનું કાર્ય નાઝી પરંપરાનું છે. તેઓ ખાનગીમાં ખુલ્લા દિલથી વાત કરે છે ત્યારે ક્યારેક ક્યારેક આ વાત કબૂલ પણ કરે છે, હંમેશ કરતા નથી; કેવળ સહાનુભૂતિવાળા લોકો આગળ કબૂલ કરે છે. સોગનવિધિ, ગુપ્તતા વગેરે બધાં લક્ષણો એમાં છે. પેલો લીલો ઝંડો, કુરાન પર હાથ મૂકવો, મારુતિની સાક્ષી, સોગન, ધ્વજ, એ બધું જોઈને એક જાતની ઉત્સાહની લાગણી થાય છે. આ લોકો આપણને સાવ જંગલમાં રઝળતા મૂકતા નથી, પૂર્વજોના પરિચિત માર્ગે લઈ જાય છે, એમ લાગવા માંડે છે. આ ભાવનાને જોરે આ નાઝી સંપ્રદાયો હિંદુસ્તાનમાં ફાલ્યા છે.

હિંદુસ્તાનની ગરીબી ઉપનિષદોના બ્રહ્મ જેવી અજોડ છે. તેને ઉપમા નથી કે તેની કોઈ સાથે તુલના થાય એમ નથી. તેથી ગરીબો વિષે દાઝ અને તવંગરો વિષે ચીડ ધરાવનારો સામ્યવાદ આકર્ષક લાગે છે અને તેથી જ તે ફેલાય છે.

પૈસાદાર લોકો વધારે ને વધારે પૈસાદાર થતા જાય છે. ગરીબોના પેટનો ખાડો ઊંડો થતો થતો પ્રશાન્ત મહાસાગર જેટલો ઊંડો થયો છે અને પૈસાદાર લોકોના ધનનો ટેકરો ઊંચો થતો થતો હિમાલય જેટલો ઊંચો થયો છે. આ અંતર સહન ન થયું તેમાંથી સામ્યવાદ નિર્માણ થયો છે. તે કહે છે કે, આજે જે બહુમતીનો કારભાર ચાલે છે તે સાચી લોકસત્તા નથી. મતગણતરીની લોકશાહી સાચી લોકશાહી નથી. કારણ એ લોકશાહીમાં ગરીબોના મત પૈસાદાર લોકોના કાબૂમાં હોય છે અને તેથી ગરીબોના મતોની કિંમત નથી. પૈસાદારોનો નાશ થયા વિના કોઈને મત આપવાનો સમાન હક મળી શકે એમ નથી. હાલની મત આપવાની પદ્ધતિનો બહારનો ઘાટ માત્ર લોકશાહીના જેવો દેખાય છે. અમારે કેવળ આકારમાં દેખાતી લોકશાહી નહીં પણ પ્રકારની — ગુણની — સાચી લોકશાહી સ્થાપન કરવી છે. એ જ લોકશાહી પક્ષપાત વિનાની થશે. આજે નિષ્પક્ષ રહેવું હોય તો ગરીબોનો પક્ષપાત કર્યા વિના ચાલે એમ નથી. આજ લગી સમાન હકના ઓઠા નીચે શ્રીમંતોની મોટાઈનાં બણગાં ફૂંકવામાં આવ્યાં; સમતાનું, ન્યાયનું, સમાન તકનું નાટક ભજવવામાં આવ્યું. સમાન તક એટલે ગરીબોનો કચ્ચરઘાણ; જાણે ગામા પહેલવાન અને સુકલકડી પહેલવાનની કુસ્તી. અને કહેવાય એમ કે અમે બન્નેને સમાન તક આપીએ છીએ. એ કુસ્તીમાં ગામા પહેલવાન વિજયી થવાનો એ ચોક્કસ છે. પ્રથમ ગરીબોને ઊંચે આણો અને પછી સમાન તક વગેરેની વાતો કરો. ગરીબોનો ઉદ્ધાર કરવા માટે કોઈ પણ સાધન વાપરો તેમાં પાપ નથી. આવી રીતે સામ્યવાદમાં ગરીબોને વિષે પાર વગરની દાઝ એ ગુણ છે.

એવી રીતે આ બે ગુણોને લીધે આ બે વાદો દુનિયામાં અને હિંદુસ્તાનમાં ફેલાતા જાય છે. મે બંનેનું ગુણગ્રાહી વર્ણન કર્યું છે. પૂર્વપરંપરાના પ્રેમને કારણે નાઝીવાદ હિંદુસ્તાનમાં ફેલાતો જાય છે

અને તેમાંય મહારાષ્ટ્રમાં વિશેષે કરીને ફેલાતો જાય છે. હું મહારાષ્ટ્ર પૂરતું કહું છું, કારણ કે, મહારાષ્ટ્રના દોષ બતાવવાનો મને વિશેષ અધિકાર છે. મહારાષ્ટ્રમાં 'આપણો મહારાષ્ટ્રધર્મ', 'આપણી પેશવાઈ', 'આપણા મર્દ મરાઠા', 'આપણી સંસ્કૃતિ', 'આપણા સમર્થ અને તેમની મારુતિ-ઉપાસના', વગેરે ભાવનાઓને જે પક્ષ પોષે છે, તેના તરફ જુવાનોને આકર્ષણ થાય છે. એ જ કારણે તેમને એ વિચારોમાં ઇતિહાસના અભિમાનનો મોટો ગુણ દેખાય છે. દાસ નવમી (માઘ વદિ ૯) હનુમજ્જયન્તી (ચૈત્ર સુદિ ૧), ભીષ્માષ્ટમી, શિવાજી ઉત્સવ વગેરેમાંથી તેમને પ્રેરણા અને જોસ્સો મળે છે. તેથી એ પક્ષમાં બીજા ગમે તેટલા દોષો હોય તોય તે જુવાનોને આકર્ષક લાગે છે. મુસલમાનોમાં આવો જ વિચાર મુસ્લિમ લીગે ફેલાવ્યો. મુસલમાની ધર્મ કેવો વૈભવસંપન્ન હતો, હિંદુસ્તાનમાં એ ધર્મના લોકોનું સામ્રાજ્ય કેવું હતું, વગેરે પૂર્વપરંપરાના અભિમાનનો તેમાં ગુણ છે. આ રીતે હિંદુ સભા અને મુસ્લિમ લીગ બંનેનું કાર્ય નાઝી પરંપરાનું છે. તેઓ ખાનગીમાં ખુલ્લા દિલથી વાત કરે છે ત્યારે ક્યારેક ક્યારેક આ વાત કબૂલ પણ કરે છે, હંમેશ કરતા નથી; કેવળ સહાનુભૂતિવાળા લોકો આગળ કબૂલ કરે છે. સોગનવિધિ, ગુપ્તતા વગેરે બધાં લક્ષણો એમાં છે. પેલો લીલો ઝંડો, કુરાન પર હાથ મૂકવો, મારુતિની સાક્ષી, સોગન, ધ્વજ, એ બધું જોઈને એક જાતની ઉત્સાહની લાગણી થાય છે. આ લોકો આપણને સાવ જંગલમાં રઝળતા મૂકતા નથી, પૂર્વજોના પરિચિત માર્ગે લઈ જાય છે, એમ લાગવા માંડે છે. આ ભાવનાને જોરે આ નાઝી સંપ્રદાયો હિંદુસ્તાનમાં ફાલ્યા છે.

હિંદુસ્તાનની ગરીબી ઉપનિષદોના બ્રહ્મ જેવી અજોડ છે. તેને ઉપમા નથી કે તેની કોઈ સાથે તુલના થાય એમ નથી. તેથી ગરીબો વિષે દાઝ અને તવંગરો વિષે ચીડ ધરાવનારો સામ્યવાદ આકર્ષક લાગે છે અને તેથી જ તે ફેલાય છે.

આવી રીતે એ જુદા જુદા ગુણને લીધે આ બે વાદો આકર્ષક થઈ બેઠા છે. પૂર્વપરંપરાના અભિમાનને કારણે નાઝીવાદ આકર્ષક બન્યો છે. હિન્દુઓને અને મુસલમાનોને અભિમાન લેવાનાં સ્થાન બતાવી એ હિન્દુસ્તાનમાં ફેલાયો છે અને દારિદ્યને કારણે સામ્યવાદ સોંસરો ગળે ઊતરી જાય છે. હું આ વાદોના દોષ ઉઘાડા પાડવાના હેતુથી તેમની અત્યારે વાત કરતો નથી. કારણ હાલ આપણે તેમના ગુણ હોય તે જ જોવા માગીએ છીએ.

હવે હું ત્રીજા વાદ તરફ વળું. એનું મંડાણ ગાંધીજીએ કર્યું છે. એ શું છે તે બરાબર સમજી લેવાની જરૂર છે. કેટલાક લોકોને થાય છે કે, આ 'શામળો',* એનો તે વળી વાદ શો ને બાદ શો! આ બિચારા ગુજરાતીઓ, બીકણ, ગાય જેવા ગરીબ, સાપને પણ ન મારનારા લોકો! વેપાર સિવાય એમણે બીજું કશું કદી કર્યું હોય તોને! નથી તલવાર કદી હાથમાં લીધી! આવી પરંપરાનો આ 'શામળો'. એનો વાદ એના જેવા લોકોને જ ગળે ઊતરે. પણ હું તમને કહું છું કે, એવું નથી. એમ હોત તો, એક મહારાષ્ટ્રી તરીકે મેં એ વાદને ક્યારનો ફગાવી દીધો હોત. એ શામળાપણું કડવું, મીઠું, ગમે તેવું હોત તોપણ તે સ્વીકારવાની હું તમને ભલામણ ન કરત.

પણ મેં તમને કહ્યું તેમ વસ્તુસ્થિતિ એવી નથી. એને તમે તપાસી જુઓ. આ વાદ તમે તપાસી નહીં જુઓ તો તમે વિદ્યાર્થીઓ બાયા બનના જાઓ છો એમ હું કહું. બીજો કશો આરોપ તમારા પર હું નહીં મૂકું, માત્ર બાયા કહીશ.

આજે દોઢસો વરસ થયાં હિન્દુસ્તાન નિઃશસ્ત્ર થયું છે. એની પાસે શસ્ત્રબળ નથી; દ્રવ્યબળ પણ રહ્યું નથી. આમ આ રાષ્ટ્ર સાવ બળહીન થયેલું છે. આવા રાષ્ટ્રે ટટાર ઊભા રહેવાની શક્તિ કેવી રીતે મેળવવી એ સવાલ હતો. એ બાબતમાં વિચારમંથન

---

* ગુજરાતી માટે હુંગારમાં મરાઠીમાં આ શબ્દ વપરાય છે

શરૂ થયું શસ્ત્રનું તેમ જ દ્રવ્યનું એમ બન્ને જાતનાં બળોનો લોપ થયો હોય ત્યારે આપણે ટટાર ઊભા રહી શકીએ ખરા? આપણું સત્ત્વ સાચવી શકીએ ખરા? આવું વિચારમંથન શરૂ થયું.

કોઈને થયું, પાશ્ચાત્ય લોકોનું અનુકરણ કરીએ, તેમની વિદ્યા શીખી લઈએ. કોઈને થયું, ધર્મમાં સુધારા કરવાથી આપણી ઉન્નતિ થશે. ધર્મસુધારાથી પેદા થતું બળ નિર્માણ કરવાને માટે બ્રાહ્મસમાજ, પ્રાર્થનાસમાજ, આર્યસમાજ, થિયૉસોફી વગેરે ચળવળો શરૂ થઈ. એમના મૂળમાં દ્રવ્યશક્તિ અને શસ્ત્રશક્તિનો લોપ થયો હોય એ દશામાં બુદ્ધિશક્તિને જોરે આપણે ઊભા થઈ શકીશું, એ તાલાવેલી હતી.

બુદ્ધિશક્તિને માટે કેળવણીમાં સુધારા શરૂ થયા બુદ્ધિની શક્તિ એ જ એક આશાનો આધાર રહ્યો હતો. તેથી ગાંધીજીના પૂર્વેના કાળમાં ધર્મસુધારાની સાથે કેળવણીના સુધારાની પ્રવૃત્તિ પણ એની મદદમાં જોડવામાં આવી હતી. રામમોહન રાય, દયાનંદ, રાનડે વગેરેએ બુદ્ધિને જોરે આગળ વધવાનો પ્રયત્ન કર્યો. શસ્ત્રનું બળ નહીં ને દ્રવ્યનું બળ નહીં, એ સ્થિતિમાં બીજું શું થાય?

કેળવણીવિષયક સુધારામાં અંગ્રેજી વિદ્યાનું અનુકરણ શરૂ થયું. એટલે બીજો એક પક્ષ નીકળ્યો. તેણે કહ્યું, અંગ્રેજીની ઉપાસના નહીં જોઈએ. આપણી પ્રાચીન વિદ્યાઓને નવું સ્વરૂપ આપીને ચલાવીએ. આવી રીતે ગુરુકુળ વગેરે સંસ્થાઓ નીકળી. એમાંથી ત્રીજી ચળવળ રાષ્ટ્રીય કેળવણીની શરૂ થઈ. પ્રાચીન કાળની સંસ્કૃત વિદ્યાનો અને નવી વિદ્યાનો, એમ બન્નેનો લાભ લેવાનો આ પ્રયત્ન હતો. પુનરુજ્જીવનનું અને સુધારાનું શિક્ષણ તે રાષ્ટ્રીય શિક્ષણ, એમ મનાવા લાગ્યું. પણ આ ત્રણે જાતની કેળવણીની વિચારસરણીની પાછળ ભાવના એક જ હતી. આપણે બુદ્ધિને દ્વારે શક્તિ નિર્માણ કરવી. શક્તિ નિર્માણ કરવાનાં દ્વાર ત્રણ: ધન, શરીર

અને બુદ્ધિ. પહેલાં બે દ્વાર લગભગ બંધ થયાં. એટલે અંગ્રેજો સાથે ટક્કર ઝીલવા માટે ત્રીજું બુદ્ધિનું દ્વાર એકલું જ બાકી રહ્યું. આવી ભાવનાથી એ હિલચાલો શરૂ થઈ. અનેક દેશભક્તોએ એમાં ભાગ લીધો.

પણ બુદ્ધિમાંયે શક્તિ કેમ કરીને આવે? બુદ્ધિનું સ્વતંત્રપણે પોષણ થઈ શકે ખરું? આચારહીન બુદ્ધિ શક્તિશાળી બની શકે? આચાર વિના બુદ્ધિ શક્તિસંપન્ન થઈ શકતી નથી. બુદ્ધિને આચરણમાં ઉતારવાની પ્રક્રિયા સિદ્ધ કર્યા સિવાય સ્વતંત્રપણે બુદ્ધિ શક્તિશાળી થતી નથી. આ વાત ધ્યાનમાં આવી ત્યારે રાષ્ટ્રીય મહાસભા સ્થપાઈ. બુદ્ધિશાળી લોકો કહેવા લાગ્યા, ચાલો, આપણે ગરીબોની ફરિયાદો દૂર કરવાના કામમાં આપણી બુદ્ધિ વાપરીએ. એટલે કે તેને સક્રિય બનાવીએ. વિચાર બરાબર હતો. પણ ફરિયાદો રજૂ કરી તેમનું નિરાકરણ કરવાનો પ્રયત્ન અમુક હદ સુધી જ સફળ થાય છે, પૂરેપૂરો થતો નથી. એથી અવ્યક્ત ફરિયાદો વ્યક્ત થાય છે એટલું જ. એવો પણ કૉંગ્રેસને અનુભવ થયો. તેથી મહાસભા ફરિયાદો રજૂ કરતી તોયે તેનું કહેવું હવામાં ઊડી જતું. તેનો પ્રયત્ન સફળ થતો નહોતો. એનું કારણ શું? ફરિયાદો દૂર થવાની શક્યતા ન હતી તેથી. એ કેવી રીતે? કારણ, બધી ફરિયાદોનું મૂળ કારણ, સૌથી મોટી ફરિયાદ, પારતંત્ર્યની હતી. *એ મૂળ કાયમ હોય ત્યાં સુધી* ઉપર ઉપરથી કૂંપળો કાપી નાખીએ તોય ફરી કૂંપળો ફૂટ્યા વગર રહે!

આ વાત મહાસભાના ધ્યાનમાં આવી, કેમ કે સહેજે ધ્યાનમાં આવે તેવી છે. માણસ આખું ઝાડ કાપી શકે, પણ જે ડાળી પર તે ઊભો હોય તે ન કાપી શકે. અંગ્રેજ સરકાર અનેક સુધારાઓ કરી શકે. પણ જે સત્તાની ડાળ પર તે ઊભી હોય, તે મુખ્ય ડાળ તે કેવી રીતે કાપે? તમે દલીલો કરી ગમે તેટલું કહો,— જેમ મને અત્યારે આ ભાઈએ 'કૃપયા હિન્દીમાં બોલો' એમ કહેલું, તેમ

તમે તેને કૃપયા 'આટલી ડાળ કાપી નાખો' એમ કહો,— તો તે શેની સાંભળે? એ કૃપા કરવા જતાં મસીદ કેટે વળગવા જેવો ઘાટ થાય. તે બીજી ફાલતુ ડાળો કાપશે, પણ મુખ્ય ડાળને નહીં અડે. તે કહેશે, 'સ્વતંત્રતાની જય' ન બોલો, 'અંગ્રેજ સરકારની જય' બોલો.

આ વાત લોકોના ધ્યાનમાં આવી. પણ એ ધ્યાનમાં આવ્યા પછી 'હવે શું કરવું?' એ સવાલ આવ્યો. તેમણે સાંભળેલું કે, शक्तीनें मिळतीं राज्यें । युक्तीनें यत्न होतसे । (શક્તિથી રાજ્યો મળે છે, યુક્તિથી પ્રયત્ન કરાય છે). એમાથી ધાક બેસાડવો એ શક્તિ અને ગુપ્તપણે કામ કરવું એ યુક્તિ, એવો ખ્યાલ બંધાયો. હવે અમલદારોનાં ખૂન કરીએ, ગુપ્ત કાવતરાં કરી બૉંબ બનાવીએ એમ લાગવા માંડ્યું. અમલદારોનાં ખૂન થયાં. એ બધાં શુભનિષ્ઠાથી થયાં. પણ તેમને અનુભવ કેવો થયો? બૉંબગોળા બનાવવાને માટે પૈસા જોઈએ. એટલે તેમણે ઇતિહાસમાંથી દાખલો ખોળ્યો. શિવાજી મહારાજે ગુપ્ત કાવતરાં કરેલાં. તેમને પણ સાધનો મેળવવાં પડેલાં. તે માટે તેમણે સુરત લૂટેલું. મરાઠાઓએ બંગાળા પર ધાડો પાડી હતી. એટલે આ લોકોએ ભગવદ્‌ગીતાનું નામ દઈને સદ્‌ભાવનાપૂર્વક ધાડો પાડવાનું શરૂ કર્યું. પણ અગાઉના ધાડો પાડનારા જે ગરીબ લુટારુઓ હતા તે પણ ધાડો પાડવા લાગ્યા. આ નવા લોકોના કરતાં તેઓ એ કળામાં વધારે પાવરધા હતા. વધારે ધાડો તેમણે જ પાડી. પણ લોકોને આની કેમ ખબર પડે? કઈ ધાડ કોની. એ કેવી રીતે પરખાય? બકરાની ગરદન કાપનારી છરી કોની એની બકરાને ખબર ન પડે. એ છરી યજ્ઞને માટે વધ કરનાર બ્રાહ્મણની છે કે માંસ વેચવા માટે હલાલ કરનાર કસાઈની છે એની બિચારા બકરાને ખબર પડે નહીં. એવી જ રીતે બન્ને જાતની ધાડ વચ્ચેનો તફાવત લોકો પારખી ન શકયા. અમને આમાંથી છોડાવો એટલું જ તેઓ કહેવા લાગ્યા. તેથી સરકાર સારી પેઠે ફાવી. અરાજ્યવાદીઓ

અને ધાડપાડુઓ વચ્ચેનો તફાવત ન પારખી શકાયો તેથી અંગ્રેજોનો રસ્તો બંધ પડ્યો.

પછી મહાત્મા ગાંધી આવ્યા. તેમણે કહ્યું કે અરાજ્યવાદીઓની તમન્ના સારી છે, પણ તેમની પદ્ધતિ બરાબર નથી. આપણે મુખ્ય ડાળ કાપવાની જરૂર છે. પણ હિંદુસ્તાનમાં એ કામ હિંસાથી પાર નહીં પડે. સંગઠિત હિંસા પર રચાયેલી એ પ્રક્રિયા વ્યાપક પાયા પર થાય તો જ સફળ થાય. હાલની સરકારો અત્યંત સુસંગઠિત, બની શકે તેટલી વ્યાપક હિંસાના પાયા પર રચાયેલી સરકારો છે. એટલું વ્યાપક હિંસક સંગઠન પ્રજા કદી ન કરી શકે. તેથી તેની હિંસા નકામી જાય. તેનાથી શક્તિ નિર્માણ નથી થતી. બહુ તો દેશદાઝની તરસ છીપે છે. કાંઈક ને કાંઈક કરી છૂટવાની તમન્ના શાંત થાય, વ્યક્તિગત રીતે સમાધાન થાય; પણ સંગઠન માટે આ પદ્ધતિ કામની નથી. રાષ્ટ્રીય ઉત્થાનની દૃષ્ટિથી એ તદ્દન નકામી છે.

તેથી ગાંધીજીએ કહ્યું કે, આમજનતાનું ખુલ્લી રીતે સંગઠન કરવાની મારી પદ્ધતિ જ અસરકારક થશે. સરકાર કંઈ પોતાની સત્તાને જોરે નભતી નથી. લોકો પાસેથી મળેલી સત્તા પર જ એ નભે છે. નભવાને માટે એને લોકોના આધારની જરૂર પડે છે. સરકાર અને પ્રજા એમ બે હાથ મળીને રાજ્યની તાળી વાગે છે. તમે તમારો હાથ પાછો ખેંચી લો એટલે એનો હાથ આપોઆપ ભોંઠો પડશે. લોકોએ આપેલી સત્તા લોકો પાછી લઈ લે તો સરકાર નભે નહીં. આવા સંગઠનમાંથી જ આપણે પ્રતિકારની શક્તિ નિર્માણ કરી શકીશું.

હિંદુસ્તાન આવડું મોટું ચાળીસ કરોડનું રાષ્ટ્ર કેવી રીતે થયું? પોતાના પૂર્વપરંપરાથી ચાલતા આવેલા ગુણોને લઈને એ આટલું મોટું રાષ્ટ્ર બન્યું. એ કંઈ નજીવું રાષ્ટ્ર નથી. આપણા પરમપૂજ્ય રાષ્ટ્રીય કવિ રવીન્દ્રનાથ ઠાકુરે હિંદુસ્તાનને ઉદ્દેશીને ભારતેર મહામાનવેર સાગર તીરે એમ ગાયું છે. આખી દુનિયાના લોકો અહીં

જોવી જોઈએ. હિંદુસ્તાનમાં પરંપરાના અનેક ગૌણ પ્રવાહો છે. મરાઠાઓની, રાજપૂતોની અને શીખોની એમ અનેક પરંપરાઓ છે. પણ હિંદુસ્તાનના અનેક ધર્મો, જાતિઓ, ભાષાઓ અને પ્રાંતોને એકત્ર રાખનારી પરંપરા હોય તે તેની મુખ્ય પરંપરા કહેવાય. એ પરંપરામાંથી જ અહિંસાનો વિચાર પેદા થયો છે. એ પરંપરાનું અભિમાન રાખો. આવી રીતે નાઝીવાદમાં રહેલા ગુણોનો પણ આ વિચારસરણીમાં સારી રીતે સમાવેશ થઈ શકે. જેલમાં મેં આ પરંપરાનો વિચાર કર્યો. મહારાષ્ટ્રનો અને હિંદુસ્તાનનો વિચાર કર્યો. ઠેઠ વેદકાળથી માંડીને આજ સુધીના આખા હિંદુસ્તાનના ઇતિહાસમાં જે જે વ્યક્તિઓએ ક્રાન્તિઓ કરી તેમનો વિચાર કર્યો. એ બાબત થોડું લખવાનું પણ શરૂ કર્યું હતું. પરશુરામ અને ગૃત્સમદ વિષે લખ્યું અને એટલામાં અમને જેલમાંથી છોડી મૂકવામાં આવ્યા. હિંદુસ્તાનના વિશાળ ઇતિહાસમાં કોઈ વિશિષ્ટ જાતિની કે જમાતની પરંપરા એટલી નજીવી બને છે કે, તેનો સ્વતંત્ર વિચાર કરવાની જરૂર નથી. હિંદુસ્તાનની પરંપરા એ એક મહાન વડલાની પરંપરા જેવી છે. એ વડલાનો આશરો લેવાને બદલે તેની ડાળો કાપીને માથું ભંગાવવું એ બુદ્ધિમત્તાનું લક્ષણ નથી. હિંદુસ્તાનની પરંપરા એટલે હિંદુ, મુસલમાન, ખ્રિસ્તી, પારસી, શીખ, બૌદ્ધ, જૈન, એ બધાના શાસ્ત્રકારોની અને અસંખ્ય સાધુસંતોની પરંપરા છે. આ પરંપરા હુ છોડી દઉં તો આપણા રાષ્ટ્રનો તેજોવધ કરું, એ વિષે મને ખાતરી થઈ. આ દૃષ્ટિથી નાઝીવાદમાં રહેલો પૂર્વ સંસ્કૃતિના અભિમાનનો ગુણ જુદા સ્વરૂપમાં ગાંધીવાદમાં છે ખરો; પણ તે એટલા જુદા સ્વરૂપમાં છે કે તેમાં નાઝીવાદના વંશાભિમાનનો દોષ નથી. આપણી પરંપરા વ્યાપક હોવાથી તેનું અભિમાન પણ લગભગ વિશ્વવ્યાપક છે. તેથી તેના અભિમાનને અભિમાન કહેવું એ પણ વધારેપડતું થાય. પૂર્વે થયેલા સાંસ્કૃતિક પ્રયત્નોની સાથે અનુસંધાન રાખવું, એ જ તેનું મુખ્ય લક્ષણ છે.

ગરીબ લોકોનો 'ઉદ્ધાર' આપણે ઉપલા વર્ગના લોકોએ કરવો જોઈએ એમ કહેવું એ બરાબર નથી. એમાં ગરીબોનો ઉદ્ધાર કરનારો, તેમને ઉપર લાવનારો, હું તેમનાથી જુદો છું એવી ભાવના છે. હું તેમને ઉપર નહીં લઉં તો તેઓ પોતાની મેળે ઉપર આવી શકશે નહીં એવું એમાં ખોટું અભિમાન છે. ગરીબ લોકોનો ઉદ્ધાર ગરીબ લોકોના પોતાના હાથમાં છે. આમજનતાને આવી શક્તિ બાંધીજીએ આપી. ગરીબોનો ઉદ્ધાર ગરીબોને પોતાને હાથે થવો જોઈએ એ સામ્યવાદનો સાર છે. એ આપણે સ્વીકારીએ. પૌષ્ટિક વસ્તુઓમાં પણ જેટલું સારભૂત તત્ત્વ હોય એટલું જ આપણે લઈએ છીએ. બદામનો અને દૂધનો જેટલો અંશ શરીરને માટે ઉપયોગી હોય તેટલો જ આપણે લઈએ છીએ. સામ્યવાદની બાબતમાં પણ સારાસારનો વિચાર આપણે કરવો જોઈએ. ગરીબોનો ઉદ્ધાર ગરીબોએ જ કરવો જોઈએ, એ એમાંનો સારભૂત અંશ આપણે અપનાવીએ; સાર વગરનો અંશ ફેંકી દઈએ.

સામ્યવાદની પ્રક્રિયામાં હિંસા દ્વારા ક્રાન્તિ કરવાનું કહેવામાં આવે છે. એ એનો સારહીન અંશ છે. હિંસાની શક્તિ જનતાની શક્તિ બનતી નથી. જેમ વિદ્વત્તા આમજનતાની શક્તિ નથી, એ મુઠ્ઠીભર પંડિતોની શક્તિ છે, એમનાં જ તાળાંકૂંચીમાં પુરાયેલી રહે છે, તે પ્રમાણે તલવાર આમજનતાની શક્તિ નથી. વૃદ્ધો, બહેનો, બાળકો કે દુર્બળ લોકોની શક્તિ એ ન થઈ શકે. એ બત્રીસ કે ચોત્રીસ ઈંચ પહોળી છાતીના કદાવર પ્રાણીઓની શક્તિ છે. એટલી પહોળી છાતીનાં ઊંચાં કદાવર પ્રાણીઓ હંમેશ સજ્જન હોય છે એવું નથી. ઉપરાંત તેમની એ શક્તિ હંમેશ ટકતી પણ નથી. હિંસાની શક્તિથી જે મેળવ્યું હોય તે ટકાવી રાખવા માટે હંમેશ હિંસા કરવી પડે. તેથી એ ગરીબોની, આમજનતાની શક્તિ બની શકતી નથી.

ગરીબોને પોતાનો ઉદ્ધાર કરવાને સમર્થ બનાવવાને અંગેની દાઝ એ જે સામ્યવાદનો સાર છે, તે આપણે સ્વીકાર્યો. તેમાંની સાર વગરની વસ્તુ આપણે ફેંકી દીધી. નાઝીવાદનો સારો અંશ પૂર્વપરંપરાનું અભિમાન એ પણ આપણે લીધું. પણ આપણું અભિમાન એટલું વ્યાપક છે કે તેને અભિમાન શબ્દ લાગુ પડતો નથી. જે રાષ્ટ્રો એકરંગી છે તેમનું દેશાભિમાન સંકુચિત હોય છે. હિંદુસ્તાનની પરંપરા મિશ્ર અને વ્યાપક છે. વ્યાપક ભારતની, આ મહામાનવસાગરની, મિશ્ર પરંપરાનું અભિમાન સંકુચિત હોય જ નહીં. એ અભિમાન નિષ્કલંક છે. તેથી વ્યાપક ભારતનું અભિમાન અને ગરીબ લોકોની શક્તિ પ્રગટ કરવી એ બે ગુણો એ વાદોમાંથી સ્વીકારનારો ત્રીજો વાદ મેં તમને બની શકે તેટલે તટસ્થપણે કહ્યો.

'બની શકે તેટલે' કહેવાનું કારણ એ કે, એક રીતે હું પણ પક્ષપાતી છું. મને એ વાદ માન્ય થયો, મારા જીવનમાં ઊતર્યો, એટલે હું એનો થયો. તેમ છતાં જેટલે તટસ્થપણે હું એ તમારી આગળ રજૂ કરી શકું તેટલે તટસ્થપણે મેં કર્યો છે. મારું પહેલું સૂત્ર ધ્યાનમાં રાખજો. હું કહું છું એટલા માટે અથવા ગાંધીજી કહે છે એટલા માટે તમે તે સ્વીકારશો નહીં. વ્યાપક બુદ્ધિથી અને તટસ્થપણે એનો વિચાર કરજો.

હિંસા જનતાની શક્તિ નથી એ મેં તમને બતાવ્યું. હવે અહિંસા શક્તિ શી રીતે કહેવાય એ બતાવવાનું બાકી રહ્યું છે. એટલે અહિંસાને સામાજિક સ્વરૂપ શી રીતે આપી શકાય એ બતાવવાનું બાકી છે. આજ સુધી આપણે ત્યાં અને દુનિયામાં બીજે પણ એકાદ એકાદ વ્યક્તિએ અહિંસાના બળ વડે વિજય મેળવ્યાના દાખલા જોવા મળે છે. એકનાથ મહારાજ, ઈશુ ખ્રિસ્ત, સૉક્રેટીસ વગેરેએ અહિંસાના વીરટપણાનું સામર્થ્ય બતાવ્યું છે.

પ્રયોગની પ્રક્રિયા આવી જ હોય છે. વિજ્ઞાનમાં પણ પ્રયોગશાળામાં એક એક વ્યક્તિ પ્રયોગ કરે છે. એ સિદ્ધ થયા પછી

તેનો વ્યાપક પ્રયોગ અથવા સામાજિક વિનિયોગ થાય છે. વરાળની શક્તિની શોધ એક વ્યક્તિના પ્રયોગ દ્વારા થઈ. પછી તેનો સમાજમાં વિનિયોગ થયો. એ શોધ વ્યક્તિ પૂરતી મર્યાદિત રહી હોત તો એળે જાત. અહિંસાનો વ્યક્તિગત પ્રયોગ પણ જોકે નકામો જતો નથી. અહિંસાની શક્તિ વ્યક્તિગત હોય તોપણ કામ કરે છે. એને સામાજિક બનાવવામાં આવે તો ઘણું મોટું કામ કરે છે.

એક સવાલ પૂછવામાં આવે છે: "આખો સમાજ એકનાથ, બુદ્ધ કે ખ્રિસ્ત થઈ શકે ખરો?" બની શક્યો હોત તો તમારી આગળ યોજનાઓ મૂકવી ન પડત. તમારામારા જેવા સામાન્ય માણસો પણ તેમના પ્રયોગનો ઉપયોગ અવશ્ય કરી શકે. તેને માટે અસલ પ્રયોગ કરનારના જેટલી શક્તિની જરૂર નથી. ગુરુત્વાકર્ષણની શોધ કરવા માટે ન્યૂટનની બુદ્ધિની જરૂર પડે છે. પણ તેનો ઉપયોગ કરનાર મિસ્ત્રીને એટલી બુદ્ધિની જરૂર પડતી નથી. હિટલર પણ પોતાના ક્ષેત્રમાં અદ્વિતીય છે. તે નવાં નવાં શસ્ત્રોની શોધો કરે છે. પણ તેના શાસ્ત્રજ્ઞોને જેટલી બુદ્ધિની જરૂર પડે છે, તેટલી તે શસ્ત્રો વાપરનાર સિપાહીને જરૂર પડતી નથી.

પ્રથમ શોધ કરનારા અદ્ભુત હોય એ જરૂરનું છે. પણ સામાજિક પ્રયોગ કરવા માટે અદ્ભુત શક્તિની જરૂર હોતી નથી. ગાંધીજીને અલૌકિક શક્તિની જરૂર હોય. પણ એ શક્તિનો સામાજિક પ્રયોગ કરવા માટે અલૌકિક શક્તિની જરૂરન થી.

ગુણ્યગુણકનો દાખલો લઈએ. તકલી તદ્દન નાની છે. તેના પર ચાળીસ જ તાર નીકળે. પણ એને ચાલીસ કરોડ હાથ વાપરે તો ચાળીસ કરોડ ગુણ્યા ચાળીસ જેટલા તાર થાય. અહિંસા એવી જ છે. તકલીના જેવી જ તે સાદી, સહેલાઈથી વાપરી શકાય તેવી અને સગવડભરી છે. ઘરડાં, બાળકો, સ્ત્રીઓ, દૂબળાં, બધાં એ વાપરી શકે છે. આપણે ચાળીસ કરોડ લોકો એટલે અહિંસાના પ્રયોગની એટલી તકલીઓ છીએ એમ સમજો. આપણે બધા એક

એક તોલો અહિંસક શક્તિ મેળવીએ તોપણ સમાજને ખ્રિસ્તની અહિંસા કરતાં વધારે કામ લાગશે. ખેતરમાં એક જ ઠેકાણે ગાલ્લાંનાં ગાલ્લાં ખાતર નાખવાથી કામ થતું નથી. એક એક ઇંચનો થર આખા ખેતરમાં પાથરીએ અને બરાબર જમીનમાં પચી જાય તો વધારે ઉપયોગી નીવડે છે. આપણે બધા અહિંસાની થોડી થોડી શક્તિ મેળવીએ તો હિમાલયના કરતાં ઊંચું કાર્ય થશે. ખ્રિસ્ત જેવાની અહિંસાના ઢગલા કરતાં તે વધારે ફળ આપશે.

## ૧૨

## સમાજવાદનું સ્વ-રૂપ

સમાજવાદની પાયાની કલ્પના નવી નથી. અપરિગ્રહની અને યજ્ઞની યોજનામાં તેનો પૂરેપૂરો સમાવેશ કરવામાં આવ્યો છે. સમાજ પ્રવાહાત્મક અને નિત્ય છે. આ પૂર્વસિદ્ધ સામાજિક પ્રવાહનું ઋણ લઈ વ્યક્તિ જન્મ લે છે. સમાજ પાસેથી મળેલા સેવાદાનનું ઋણ ચૂકવવું એ વ્યક્તિનું જીવનકાર્ય છે. ઋણ ચૂકવવામાં બીજા પર ઉપકાર કરવાનો હોતો નથી. આપણે પોતે ઋણ-મુક્ત થઈએ છીએ. બધા ઋણોમાંથી સંપૂર્ણપણે મુક્ત થવું એ જ મોક્ષ છે. 'હું અને મારું' એમ કહીને સ્વાર્થબદ્ધ થતા જતાં માણસ વિના કારણ સંકોચાઈને નાનો થાય છે. એને બદલે, મારું કશું જ નથી. જે કંઈ છે તે બધાનું છે એમ માનવાથી દૃષ્ટિ વિશાળ બને છે અને સાચી ધાર્મિકતા આવે છે. દેહના અવયવે દેહથી ડરવાનું કશું કારણ નથી. સમાજવાદમાં મુખ્ય સત્તાંશ આ છે.

તેની સાથે માનવનો ઇતિહાસ અર્થના જ પાયા પર સંપૂર્ણપણે રચાયેલો છે, વર્ગવિગ્રહ અપરિહાર્ય છે વગેરે બીજી આનુષંગિક કલ્પનાઓની જાળ તેની આસપાસ ઊભી કરવામાં

આવી છે. માનવઇતિહાસની અર્થમૂલકતા જુઓ, તો કામમૂલકતા પણ જોઈ શકાય તેમ છે. અર્થપ્રેરણા અને કામપ્રેરણા સમાજમાં નથી એમ કોઈ કહેતું નથી. પણ એ કંઈ માનવતા નથી. માનવની અંતરતર પ્રેરણા જુદી છે એમ અમને લાગે છે. પણ એ સિદ્ધ કરવું હોય તો આપણે આપણું વ્યક્તિત્વ પ્રેમપૂર્વક સમાજને અર્પણ કરવું જોઈએ. સમાજને અમુક વર્ગ સાથે જોડી તેનો સંકોચ ન કરતાં તેમાં ભૂતમાત્રનો યથાસંભવ સમાવેશ કરવાનો છે, એ પણ ભૂલવું ન જોઈએ. આ બધું ધ્યાનમાં લેતાં અહિંસા સિવાય બીજો ઉપાય રહેતો નથી.

## ૧૩

## નિત્યયજ્ઞની જરૂર

ચાલુ જમાનામાં રાષ્ટ્રીય જાગૃતિની જે જે નવી કલ્પના નીકળી, તે બધીમાં નિત્યયજ્ઞની કલ્પના મને સૌથી વધારે પ્રેરણાદાયક લાગે છે. ગરીબોની સાથે સંબંધ રાખવાની, રાષ્ટ્રને માટે કંઈક પણ નિર્માણ કરવાની, અને નિર્માણ કરેલું રાષ્ટ્રને અર્પણ કરવાની આ કલ્પના અત્યંત ઉજ્જવળ છે. આજકાલ આપણે જે ખાદી તૈયાર કરીએ છીએ, તેની કિંમત આશરે પચાસ લાખ રૂપિયાની થાય. વધારે પ્રયત્ન કરીશું તો એક કરોડ સુધીની ખાદી પેદા કરી શકીશું એમ કહેવાય છે. પણ હિન્દુસ્તાન સામે માણસ દીઠ પાંચ રૂપિયાનું કાપડ ગણીએ તોયે. બસો કરોડ રૂપિયાના કાપડનો સવાલ છે. એ હિસાબે આપણા કાર્યની ગતિ બહુ ધીમી છે. તેને વેગ મળતો નથી તેનું મુખ્ય કારણ એ છે કે, નિત્યયજ્ઞની આ કલ્પનાના મૂળમાં જે મહાન આધ્યાત્મિક તત્ત્વ રહેલું છે તે આપણા ધ્યાનમાં આવ્યું નથી. કોઈ પણ સાર્વજનિક પ્રયોગ ઠેઠ તેના મૂળ સુધી ન જઈએ ત્યાં સુધી સાર્વત્રિક થતો નથી.

નિત્યયજ્ઞની કલ્પનાને અંગે લોકોમાં ઊલટ કેમ પેદા થતી નથી તેનો વિચાર કરતાં જ એક વાત ધ્યાનમાં આવે છે તે આ છે: ઘણા પ્રાચીન કાળથી કોઈ પણ ઉપાયે શક્ય બને ત્યાં સુધી કર્મમાંથી મુક્ત થઈ જવું એ આધ્યાત્મિક તત્ત્વ આપણે નક્કી કર્યું છે. અંતિમ ધ્યેય તરીકે એ બરાબર છે; પણ આપણે તેને જ જાણે કે આપણું આચારસૂત્ર બનાવી દીધું છે. આપણે ધ્યાન ધરીશું, ભક્તિનો વિચાર કરીશું, જ્ઞાનચર્ચા કરીશું; પણ તે માટે પ્રત્યક્ષ કાર્યમાંથી અળગા થઈ જવું જરૂરનું છે, એમ આપણે માની લીધું છે. મધ્યયુગી સંતો પોતપોતાના રોજિંદા કાર્યમાં તન્મય રહેતા એ સાચું; પણ એ જ કાર્ય કરવામાં તેમને ભક્તિનો અથવા આત્મયજ્ઞનો અનુભવ થતો હતો એમ નિ:શંકપણે કહી શકાય તેવું નથી. ભજનના જ આનંદનો અનુભવ તેમને પોતાના રોજના આજીવિકાના વ્યવસાયમાં થતો હતો, કે એ વ્યવસાય પોતાનું ક્રમપ્રાપ્ત કર્તવ્ય છે એમ સમજીને તેઓ તે કરતા અને તેમાંથી છૂટા થઈને ભજનનો જુદો આનંદ માણતા? હું જે કંઈ જોઈ શક્યો છું તે પરથી એમ દેખાય છે કે, તેઓ કાર્ય-મગ્ન રહેતા હશે તોપણ તેમની ઉપાસના કર્મથી જુદી હતી. એની સામે મારે તકરાર નથી. પણ મારો સવાલ એ છે કે, મધ્યયુગમાં સંતોના જીવનની એવી સ્થિતિ હતી ખરી કે રેંટિયો, હળ, અથવા એવું જ એકાદ આજીવિકાનું ઓજાર કે સાધન તેમની ઉપાસનાનું દ્વાર હોય, તેની મારફતે થનારી ક્રિયાઓ જ તેમની ઉપાસનાનો પ્રવાહ હોય, તેમાં મગ્ન થવું એ જ તેમનું ધ્યાન હોય, તેમાંથી જે કંઈ ઊપજ થાય તે સમાજને અર્પણ કરવી એ જ પ્રભુને તેમનું સમર્પણ હોય, તેમાં અનુભવેલી ચિત્તની સમતા એ જ યોગ હોય, એવું હતું ખરું? આ બધું તેમની ઉપાસનાની, ભક્તિની વ્યાખ્યામાં હતું ખરું? જે અષ્ટ સાત્ત્વિક ભાવોની તેઓ વાત કરતા, એ ભાવો તેમનામાં તેમની ઉપાસ્ય મૂર્તિનું ચિંતન અથવા કીર્તન કરતી

વખતે ઉત્પન્ન થતા ખરા. પણ તેમનાં પોતાનાં દૈનિક કામોને તેઓ ઉપાસનારૂપ માનતા એમ ચોક્કસપણે કહી શકાય એવું નથી. कर्मैव उपासनारूप करावीं (કર્મો જ ઉપાસનારૂપ સમજીને કરવાં) એવાં વચનો પણ સંતોની વાણીમાં જોવાનાં મળે છે. પણ બધા સંતોનો સમગ્રપણે વિચાર કરતાં તેમના જીવનપ્રવાહમાં એકંદરે એ વચનોનું સ્થાન કંઈક ગૌણ હોય એમ લાગે છે. સંભવ છે કે સંતોને વિષેની આ સમજ ભૂલભરેલી હોય. પણ આમજનતાની વાત કરીએ તો ચોક્કસ કહી શકાય કે, સેંકડો વરસોથી લોકોમાં આ માન્યતા રૂઢ છે. ગમે તેમ કરીને, નિવૃત્તિને નામે કે ભક્તિને નામે કર્મ કરવાનું ટાળવું એ જ સાચી ભક્તિ અને એ જ સાચું જ્ઞાન ગણાતું. પણ કર્મ કર્યા વિના છૂટકો નથી; કારણ, તે વિના આજીવિકા ચાલવી મુશ્કેલ અને બીજા પર આપણો ભાર પડે છે. એટલા માટે માથે પડેલું કર્મ કરી છૂટવું, એટલે સુધી બહુ તો લોકોની સમજની પહોંચ હશે. પણ સરવાળે ઉપાસના કર્મથી જુદી હોવી જોઈએ, એવી લોકોની કલ્પના હોય એમ લાગે છે. તેમની આવી કલ્પના હતી અથવા છે અને તેમના વિચારમાં એટલી ખામી છે એમ મારું કહેવું છે. કર્મ ટાળવાં, કંઈ નહીં તો ઝટ પતાવી દઈ તેમાંથી છૂટા થવું, એને આધ્યાત્મિકતાનો આધાર માનવામાં વિચારદોષ છે, અને તેથી હાનિ થઈ છે એમ મને લાગે છે. તેથી રાષ્ટ્ર ઉદ્યોગશીલ થાય એમ આપણે ઇચ્છતા હોઈએ તો ઉદ્યમી-પણામાં જ સાચી આધ્યાત્મિકતા છે. એ વિચાર જીવનને ઉદ્યોગશીલ બનાવી દૃઢ કરવો જોઈએ, તેનો જાતે અનુભવ લેવો જોઈએ અને બીજાને તેની પ્રેરણા આપતા રહેવું જોઈએ.

આજ સુધી જે ખાદીકાર્ય ચાલ્યું એમાં મને આ વસ્તુની ઊણપ જણાઈ છે. પોતાના કાર્યકર્તાઓ દરરોજ એક લટ સૂતર કાંતે એવી અપેક્ષા ચરખાસંઘે રાખી છે. રોજ એક ન કંતાય તો આખા મહિનામાં મળીને ઓછામાં ઓછી ત્રીસ લટ કાંતવી જોઈએ.

એટલા માટે દરેક મહિનાની ખાદીપત્રિકામાં ૭૫ આંટી 'કેટલા જણે કાંતી, એથી ઓછી કેટલાએ કાંતી, અને જેમણે બિલકુલ નથી કાંત્યું એવા કેટલા છે એના આંકડા આપવામાં આવે છે. એમાં હું જોઉં છું કે ન કાંતનારાઓની સંખ્યા પણ ઓછી હોતી નથી. તેઓ કદાચ એવો વિચાર કરતા હશે કે, 'મજૂરોએ કાંતેલું ઢગલાબંધ સૂતર અમે રોજ તાણીએ છીએ અને તેની મજૂરી આપીએ છીએ, એટલે આવડા મોટા ઢગલામાં આપણી ૭૫ આંટીનો ઉમેરો ન થયો તોય શો મોટો ફરક પડવાનો હતો?' પણ આજે આપણને થોડું લાગે છે તે વાસ્તવિકપણે કેવડુ મોટું છે, એ ગુણાકાર કરી બતાવી શકાય તેમ છે. સૂતરના ઢગલા પડ્યા છે એમ લાગે છે, પણ હિન્દુસ્તાનની લોકસંખ્યા ચાળીસ કરોડ છે તેનું શું? તેમને માટે એ ઢગલા કદી પૂરતા નહીં થાય.

રોજ જાતે નિયમિત કાંતવામાં જે વિશેષતા છે તે હજી લોકોના ધ્યાનમાં આવી નથી. બધાને માટે એક રાષ્ટ્રીય ઉપાસનાની રીત કેળવવી એ મહત્ત્વની વાત છે. એથી આધ્યાત્મિક ક્રાન્તિ થશે અને તે દ્વારા આર્થિક, રાજકીય અને સામાજિક ક્રાન્તિ થશે. આ વાત લોકોને સૂઝે તો તેઓ જરૂર કાંતે. જે દિવસે નહીં કાંત્યું હોય તે દિવસે તેમને જમવાનું ભાવશે નહીં. આ વાત આપણા લોકો હજી પૂરેપૂરી સમજ્યા નથી એથી મને ખેદ થાય છે. રાષ્ટ્રીય મહાસભાએ એક વખતે ઠરાવ્યું હતું કે જે લોકો સૂતર કાંતીને આપશે તે જ મહાસભાના સભ્ય થઈ શકશે. પણ એ લાંબું ન ચાલ્યું. શ્રીમંતોની સત્તા જવી જોઈએ ને તેને સ્થાને ગરીબોની સત્તા આવવી જોઈએ, ગરીબોનું રાજ હવું જોઈએ એમ આપણે બોલી નાખીએ છીએ પણ જે વસ્તુમાં મજૂરીની પ્રતિષ્ઠા રહી હોત, એટલે જ ગરીબોની પ્રતિષ્ઠા રહી હોત, તે વસ્તુ છોડી દઈ તેને ઠેકાણે ચાર આનાની એટલે કે પૈસાની પ્રતિષ્ઠા આપણે સ્થાપી. સભ્ય થવા માટે સૂતર કાંતવાની શરત હોત તો કોઈ પૈસાદારે આમ ગમે તેટલા

પૈસા મહાસભાને આપ્યા હોત તોપણ તે દાન ગણાત. સૂતર કાંતીને આપ્યા વિના એ સભ્ય ન થઈ શકત. આ એક જ વાતથી સમાજવાદનો જેટલો પ્રચાર થયો હોત, તેટલો ભાગ્યે જ બીજી કોઈ વાતથી થાત. તેથી મારો અહીંના વિદ્યાર્થીઓને આગ્રહ છે કે દરરોજ સૂતર કાંતો. આ નિયમને પોતાના જીવનનો નિયમ સમજો. ખાવાનું એકાદ વખત ભલે રહી જાય; કેમ કે રોજ ખાવું જ જોઈએ એવી આપણી ફરજ નથી. ખાવાનું છોડવાના જેટલા પ્રસંગો કલ્પી શકાય તેટલા આ નિયમ તોડવાના કદી નહીં કલ્પી શકાય. આ વાત તમે સમજી જાઓ તો આપણું મોટું કામ પાર પડ્યું કહેવાય. કારણ આ ભાવના જીવનમાં દાખલ થયા પછી તેની અસર જીવનની દરેક ક્રિયા પર થશે. અર્ધો કલાક નિયમિત કાંતવું, મૌનપૂર્વક કાંતવું, એમાંય કાંતવાનો સમય પણ બને ત્યાં સુધી મુકરર રાખવો, એ બધી બાબતો એવી છે કે, એને લીધે એકંદરે આખું જીવન ઓછુંવત્તું નિયમિત થશે. એનું આપણી સત્ત્વનિષ્ઠા પર સારું પરિણામ આવશે. અને આપણા પર અસર થશે એટલે આજુબાજુના લોકો પર પણ થયા વિના રહેશે નહીં. છોકરાં કાંતવા લાગે એટલે તેમના માતપિતા પર તેની અસર થયા વિના નહીં રહે. તે જ પ્રમાણે તે તેના મિત્રો પર પણ થયા વિના નહીં રહે. આમ આ આત્માની વ્યાપકતાનું સૂત્ર છે.

## ૧૮

# વૈરાગ્યયુક્ત નિષ્કામ બળ

મારાં વહાલાં બાળકો,

તમારી રમતો જોઈ આનંદ થયો. તમ બાળકોના હાથમાં દેશનું ભાવિ છે. તમે જે રમતો રમ્યા તે શાને માટે? શક્તિ મેળવવા માટે. શક્તિ શાને માટે જોઈએ? ગરીબોના રક્ષણને માટે, ગરીબોનું કામ કરી શકાય તેટલા માટે. શરીરને મજબૂત બનાવી તેને ઘસી નાખવાનું હોય છે. ચપ્પુને ધાર કાઢીએ છીએ તે એ કટાઈ જાય છે માટે નહીં પણ તેની પાસે કામ લેવા માટે. શરીરને ધાર કાઢીએ છીએ, તેને ચપળ અને ખડતલ બનાવીએ છીએ તેનો હેતુ આગળ જતાં તેને બીજાની સેવામાં ચંદનની જેમ ઘસી શકાય એ છે. બળ સેવા માટે હોય. बलं बलवतामस्मि कामरागविवर्जितम्, એમ ભગવાને ગીતામાં ગાયું છે. આ શબ્દો બરાબર ધ્યાનમાં રાખજો. એકલું બળ નહીં પણ વૈરાગ્યયુક્ત નિષ્કામ બળ. આવા વૈરાગ્યયુક્ત નિષ્કામ બળની જ મૂર્તિ આપણે વ્યાયામશાળાઓમાં રાખીએ છીએ. એ મૂર્તિ કઈ? હનુમાનજીની પવિત્ર અને સામર્થ્યસંપન્ન મૂર્તિ? હા, હનુમાનજી વૈરાગ્યયુક્ત નિષ્કામ બળની મૂર્તિ હતા. તેથી જ વાલ્મીકિએ તેમનાં ગુણગાન કર્યાં. રાવણ પણ બહુ બળવાન હતો. પણ તેનામાં વૈરાગ્ય ન હતું. રાવણનું બળ ભોગને સારુ હતું, બીજાને કનડવા માટે હતું. રાવણ પર્વત ઊંચકી શકતો, વજ્રને પણ ભાંગી નાખતો. દસ માણસોનું જોર જાણે કે તેના એકલાના શરીરમાં હતું. તેથી તેને દસ મોઢાં અને વીસ હાથવાળો બતાવવામાં આવ્યો છે. આટલો

* ખાનદેશના પ્રવાસ દરમ્યાન ધૂળિયાની વિજય વ્યાયામશાળામાં શ્રી વિનોબાએ આપેલા ભાષણનો સાર.

બળવાન હોવા છતાં તેનું બળ આખરે ધૂળભેગું થયું. મારુતિનું બળ અજરામર થયું છે. બળની આ બે મૂર્તિઓ, આ બે ચિત્રો વાલ્મીકિએ ચીતર્યાં છે. રાવણના બળમાં ભોગવાસના હતી. તે બળજબરીથી ભોગો મેળવવાનો પ્રયત્ન કરતો હતો. મારુતિ બળ વડે સેવા કરવા માગતો હતો. સેવાને અર્પણ થયેલું બળ ટકે છે, અમર થાય છે; ભોગને અર્પણ થયેલું બળ ધૂળમાં રગદોળાય છે, પોતાના તેમ જ દુનિયાના નાશનું કારણ બને છે.

સાગરને તીરે બધા વાનરો બેઠા હતા. લંકામાં કોણ જાય તેની ચર્ચા ચાલતી હતી. મારુતિ એક બાજુએ રામ, રામ જપતો બેઠો હતો. જાંબુવંત મારુતિ પાસે જઈને બોલ્યો, "મારુતિ, તું જશે?" મારુતિએ કહ્યું, "તમારા આશીર્વાદથી જઈશ." એ એકલો વાનર કયા બળને જોરે પેલા બળવાન રાક્ષસોની વચ્ચે નિર્ભયપણે ગયો? મારુતિને આ પ્રશ્ન પૂછવામાં આવ્યો ત્યારે તેણે શો જવાબ આપ્યો? હું મારા કાંડાના જોરે આવ્યો છું, મારા બાહુબળને જોરે આવ્યો છું, એવો જવાબ તેણે આપ્યો હતો કે? તેણે તો કહ્યું, "હું રામને બળે અહીં આવ્યો છું. મારા કાંડામાં જોર છે કે નહીં તેની મને ખબર નથી. પણ રામનું બળ મારામાં છે એમાં શક નથી." અને કાંડાનું જોર એટલે પણ આખરે જુઓ શું છે? ઊંડો વિચાર કરી જુઓ. કાંડાનું જોર એટલે શારીરિક પરિશ્રમ કરવાનું જોર. એને માટે આ હાથ છે. સેવાને માટે આપણે હસ્તવાન છીએ. પશુને હાથ નથી. કાંડાનું જોર વાપરી અન્ન પેદા કરવું, સેવા કરવી. કાંડામાં સેવા કરવાની આજે શક્તિ છે, તે કોની છે? એ શક્તિ આત્માની છે, રામની છે, એનું મારુતિને જ્ઞાન હતું.

જે બળની આત્મામાં શ્રદ્ધા નથી, રામમાં શ્રદ્ધા નથી, તે નકામું છે. અમૃતસરમાં કતલ થઈ, અને તે પછી લોકોનું તેજ હણવા માટે ડાયરે તેમને રસ્તા પર પેટે ચાલવાની ફરજ પાડી. પહાડ જેવા પંજાબી લોકો, તાકાતવાળા અને મજબૂત શરીરવાળા, પણ પેટે

ચાલવા લાગ્યા. કારણ ? તેમની રામ પર શ્રદ્ધા ન હતી. આત્માની નિર્ભયતાને તેઓ જાણતા ન હતા. આજે બંગાળમાં આવું જ ચાલે છે. લોકો પર ગમે તેવાં બંધનો નાખવામાં આવે છે. રસ્તા પરથી લશ્કર જતું હોય તે વખતે તેને સલામ ભરવા માટે જવાની લોકોને ફરજ પાડવામાં આવે છે. આનું કારણ શું ? આત્માની નિર્ભયતા હજી દિલમાં વસી નથી એ એનું કારણ છે. રામનું બળ જેણે ઓળખ્યું તે કળિકાળથી ડરતો નથી. નર્યું બળ નિરાધાર છે. આત્મશ્રદ્ધા પર તેની સ્થાપના થયેલી હોવી જોઈએ. નિર્બળ માણસમાં પણ આત્મશ્રદ્ધાથી બળ પેદા થાય છે. જે નિષ્ઠાવાળો છે, જેનામાં શ્રદ્ધાનું બળ છે, તે બીજા સૌને હલાવશે એમ ઉપનિષદ કહે છે. તેથી આપણે સૌએ આધ્યાત્મિક બળની ઉપાસના કરવી જોઈએ.

હનુમાનજીમાં કેવળ હેવાનનું બળ ન હતું. હનુમાનજીને વિષે જે શ્લોક* છે તેમાં બીજાં બધાં બળોનું વર્ણન છે, પણ શરીરબળનું વર્ણન નથી. મારુતિ મનના જેવો અને પવનના જેવો વેગવાળો હતો, જિતેન્દ્રિય હતો, અત્યંત બુદ્ધિશાળી હતો, નાયક હતો, રામદૂત હતો, એવું એવું તેનું વર્ણન છે. મારુતિ બળનો દેવતા હતો, પણ આ સ્તુતિમાં એ બળનો ઉલ્લેખ સરખો નથી, એ નવાઈની વાત નથી ? પણ એ ગુણો જ સાચું બળ છે. એ ગુણો એટલે જ સાચી કાર્યશક્તિ.

માણસના શરીરમાં વેગ જોઈએ, સ્ફૂર્તિ જોઈએ; મનના જેવો વેગ જોઈએ. કામ નજરે પડતાં વેંત તે કરવા માટે એકદમ ઉલ્લાસ ને આનંદથી કૂદકો મારવો જોઈએ. સિંહગઢ જીતવાને માટે

---

* मनोजवं मारुततुल्यवेगम्
जितेन्द्रियं बुद्धिमतां वरिष्ठम् ।
वातात्मजं वानरयूथमुख्यम्
श्रीरामदूतं शरणं प्रपद्ये ॥

સંદેશો મળતાં વેંત તાનાજી નીકળી પડચો! નહીં તો મનમાં સેવા કરવાની ઇચ્છા હોય પણ શરીર જ્યાં હોય ત્યાંથી ખસવાની ના પાડે, અને આળસમાં આળોટતું રહે તો તેનો શો ઉપયોગ? સેવા કરનાર કેવો હોવો જોઈએ તેનું જ્ઞાનદેવે બહુ સુંદર વર્ણન કરેલું છે. તેઓ કહે છે:

आंग मनापुढें घे दौडा। (શરીર મનની આગળ જઈ દોટ મૂકે છે.) મનમાં આવ્યું, ને આવ્યું કે તરત જે આવ્યું તે કરવા શરીર દોડતું જવું જોઈએ.

શરીરમાં આવા વેગને માટે જિતેન્દ્રિયત્વની જરૂર છે. સંયમની જરૂર છે. સંયમ વિના વેગ ન આવી શકે. પણ વેગ અને સંયમ બન્ને હોવા છતાં બુદ્ધિની ઊણપ હોય તોયે ન ચાલે. તેથી એ બેની સાથે બુદ્ધિ જોઈએ. કર્મકુશળતા, કલ્પનાશક્તિ અને પ્રતિભા જોઈએ; કેવળ કામ જ કરવાવાળો હોય તે ન ચાલે. અને આ બધા ઉપરાંત રામની સેવા કરવાની ભાવના જોઈએ. રામ જ્યાં જવાનું કહે ત્યાં રાત હોય કે દિવસ હોય, ગમે ત્યારે, જવાની તૈયારી જોઈએ.

હિંદુસ્તાનના કરોડો દેવો તમારી સેવા માગે છે. તમારી સેવાની તેમને જરૂર છે. એ સેવા કરવા તૈયાર થાઓ. વેગવાન, બુદ્ધિશાળી, સંયમી, સેવા કરવાની હોંશવાળા જુવાનો બનો. શારીરિક બળ મેળવો અને પ્રેમ સંપાદન કરો. અત્યારે મેં અહીં વ્યાયામશાળાના અખાડામાં કુસ્તીઓ જોઈ. તેમાં એક કુસ્તી બ્રાહ્મણ અને હરિજન વચ્ચે થઈ. મને તેમાં સમભાવ દેખાયો. આવા સમભાવથી જ આપણે હવે પછી વર્તીશું તો સમાજ બળવાન થશે. આ જ સમભાવનું પોષણ કરવાથી, જે રમતો તમે રમ્યા, જે કુસ્તીઓ તમે કરી, તેમાંથી કલ્યાણ નીપજશે.

રમતમાં આપણે સમભાવ શીખીએ શીએ; શિસ્ત અને વ્યવસ્થાનું મહત્ત્વ શીખીએ છીએ. આ રમતો સિવાય બીજી સારી

રમતો પણ રમી શકાય. જમીન ખોદવી એ પણ એક રમત છે. કોદાળીઓ એકદમ ઉપર જતી હોય ને પછી એકદમ જમીનમાં ખોસાતી હોય, એ જોવાની બહુ મજા પડશે. એ રમતમાં કસરત મળશે. એમાં બુદ્ધિને પણ પૂરતો અવકાશ છે. વ્યાયામમાં બુદ્ધિને પણ ગતિ મળવી જોઈએ. તેથી વ્યાયામ કંઈક ને કંઈક પણ ઉત્પાદન કરવાને હોવો જોઈએ એમ હું માનું છું.

અહીંની રમતોથી શક્તિ અને પ્રેમ બન્ને તમારામાં પેદા થાઓ. બધી જાતનાં, બધી કોમનાં છોકરાં અહીં એકઠાં મળે છે, રમતગમત કરે છે, તેથી પરસ્પર પ્રેમ કેળવાય છે. એનાં સંસ્મરણો પછીના જીવનમાં કામ આવે છે. આપણે સાથે રમ્યા, એકઠા મળી કુસ્તીઓ કરી, સાથે ચર્ચાઓ કરી, સાથે રહીને શક્તિ પ્રાપ્ત કરી, જ્ઞાન મેળવ્યું વગેરે યાદગીરીઓને લીધે પાછળથી તમે ભેગા મળશો. સંઘશક્તિ અને સહકાર પણ વધશે.

આ ગણવેશો તમે પહેર્યાં છે તેનો ઉદ્દેશ પણ આત્મીયતા વધે એ છે. પણ આ પોશાક ખાદીનો જ રાખજો. જે ચામડાના પટા તમે વાપરો છો તે પણ મરેલા જાનવરના ચામડાના વાપરજો. બધી બાબતમાં સાવધાન રહેવું જોઈએ. ટીપે ટીપે સરોવર ભરાય. રાષ્ટ્રમાં બધી બાજુએથી બાકોરાં પડ્યાં છે. સંપત્તિ સતત બહાર ઘસડાતી જાય છે એ ધ્યાનમાં રાખજો.

કસરત કરો અને દૂધ ને રોટલો ન મળે તો શું થાય? તમારે દૂધ જોઈતું હોય તો ગોરક્ષણ થવું જોઈએ. ગોરક્ષણને માટે કુદરતી રીતે મરેલાં ગાયબળદનાં ચામડાંની બનેલી ચીજો વાપરવી જોઈએ. રોટલો જોઈએ માટે ખેડૂતને જિવાડવો જોઈએ. ખાદી વાપરી થોડી મદદ કરીશું તો તે જીવશે, અને આપણને રોટલો મળશે. તમને ઘેર રોટલો ન મળત તો તમે અહીં કેટલા કૂદકા મારત? ઘેર રોટલો તૈયાર છે એની ખાતરી છે તેથી તમે કૂદકા માર્યા. ખોરાક કૂદકા મારવાની શક્તિ

આપે છે. તેથી ઉપનિષદ કહે છે, अन्नं वाव बलाद् भूय:। (અન્ન બળથી શ્રેષ્ઠ છે). રાષ્ટ્રમાં અન્ન નહીં હોય તો બળ ક્યાંથી આવે? પ્રથમ અન્નની વ્યવસ્થા ને પછી અખાડા; પ્રથમ અન્નની વ્યવસ્થા ને પછી જ્ઞાનદાનનું કાર્ય. એક વખત ભગવાન બુદ્ધનો એક પ્રચારક ફરતો હતો. તેને એક ભિખારીનો ભેટો થયો. એ પ્રચારક તેને ધર્મનો ઉપદેશ કરવા લાગ્યો. પણ ભિખારી સાંભળે શાનો? એનું ધ્યાન એ તરફ જાય જ નહીં. પેલો પ્રચારક ચિડાયો. બુદ્ધની પાસે જઈ તે બોલ્યો, "ત્યાં એક ભિખારી છે. તેને હું કેવું સરસ ધર્મજ્ઞાન સંભળાવતો હતો, છતાં તે સાંભળતો નથી." બુદ્ધે કહ્યું, "તેને મારી પાસે લઈ આવ." પ્રચારક એ ભિખારીને બુદ્ધ પાસે લઈ આવ્યો. ભગવાન બુદ્ધે તેની સ્થિતિ જોઈ. બુદ્ધે જોયું કે ભિખારી ભૂખ્યો છે. તેણે તે ભિખારીને ધરાઈ ને જમાડયો અને કહ્યું કે, હવે જા. પેલા પ્રચારકે બુદ્ધને કહ્યું, "તમે તેને ખાવાપીવાનું આપ્યું, પણ ઉપદેશ તો કંઈ આપ્યો નહીં!" ભગવાન બુદ્ધ બોલ્યા, "આ જે અન્ન આપ્યું એ જ તેને માટે ઉપદેશ છે. આજે તેને અન્નની સૌથી વધારે જરૂર હતી. તે તેને પ્રથમ આપ્યું. તે જીવશે તો કાલે ઉપદેશ સાંભળવા તૈયાર થશે."

આપણા રાષ્ટ્રની આજે આવી જ સ્થિતિ છે. આજે રાષ્ટ્રમાં અન્નનો અભાવ છે. રામદાસના વખતમાં અન્ન ભરપૂર હતું. હિન્દુસ્તાનની સંપત્તિનું ઝરણું આજની માફક તે વખતે સુકાઈ ગયું ન હતું. તેથી તેમણે પ્રાણની અને બળની ઉપાસના કરવાનો ઉપદેશ આપ્યો. આજે ગામડાંમાં કેવળ અખાડા કાઢવાથી કામ નહીં સરે.

અનાજની પેદાશ અને ગોસેવા એ બે વસ્તુઓ રાષ્ટ્રમાં બરાબર થાય તો જ રાષ્ટ્રનું સંવર્ધન થાય. બળવાન જુવાનોએ રાષ્ટ્રમાં પૂરતું દૂધ અને અન્ન પેદા કરવાનું છે. હિન્દુસ્તાનને ફરી ગોકુળ બનાવવાનું છે. તે માટે આજે ખાદીના પાયજામા પહેરી અને મરેલાં — મારેલાં નહીં — ગાયબળદનાં ચામડાંના પટા વાપરી અનાજના ઉત્પાદનમાં ને ગોપાલનમાં મદદ કરો.

તમે ખાખી પોશાક પહેરો છો. પણ એ પોશાક પહેરી ગરીબોનાં પેટ પર પગ ન મૂકશો! ગરીબોના રક્ષણ માટે તમે કવાયત કરો છો, પણ ગરીબો જીવશે તો તેમનું રક્ષણ કરશો ને? તમે ખાખી વાપરી દેશની બહાર પૈસો મોકલો તો પેલા ગરીબો મરવાના! પછી સંરક્ષણ કોનું કરશો? તમે પૈસા પરદેશમાં મોકલવાના અને દૂધ ને રોટલો માગશો ગામડાંના લોકો પાસે! એ લોકો તમને ક્યાંથી આપશે? તેથી ખાખી કાપડ જ વાપરવું હોય તો ખાખી ખાદી વાપરો. અને ખાખી ખાદી ન મળે તો એકલી સફેદ ખાદી વાપરો. ખાખી છોડી દો. ખાખી વિના કશું અટકવાનું નથી.

બધા ધર્મો વિષે ઉદાર ભાવ રાખજો. સાચો માતૃભક્ત બધી માતાઓને પૂજ્ય ગણશે. પોતાની માતાની તે સેવા કરશે, પણ બીજાની માતાનો પણ આદર કરશે. દરેક માણસ માતાના દૂધ પર પોષાય છે. ધર્મ માતા સમાન છે. મને મારી ધર્મમાતા પ્રિય છે. હું માતૃપૂજક છું, તેથી બીજાની માતાની નિંદા હરગિજ નહીં કરું, ઊલટું તે માતાને પણ વંદન કરીશ.

મનમાં આ ભાવના પેદા થવા ભક્તિ જોઈએ. મનમાં સાચી ભક્તિ જાગ્રત થતાં આ બધું આપોઆપ થવા માંડશે. એટલા માટે બહારની કસરતની સાથે અંતરમાં ઉપાસનાનો ભાવ જોઈએ. કસરત વડે શરીરને ચપળ અને સુંદર બનાવી આત્માને સોંપવાનું છે. શરીર આત્માના હાથમાંનું હથિયાર છે. હથિયાર બરાબર કામ આપે એટલા માટે સ્વચ્છ હોવું જોઈએ. શરીરને સ્વચ્છ બનાવીને આત્માને હવાલે કરો. આ સામે ઊભેલા મારુતિની જેમ અંતર્બાહ્ય પવિત્ર થાઓ. એ બળવાન અને ભક્તિમાન બની સેવા માટે સદાય ઊભો છે. તમે ઉમરે જુવાન ભલે હો; પણ તમારું શરીર સેવા માટે ઝટ ઊઠતું ન હોય તો બધા ઘરડા ગણાઓ. જેના શરીરમાં વેગ હોય તે જુવાન, પછી તેની ઉંમર ગમે તેટલી હો. મારુતિ કદી ઘરડો ન હોય. એ ચિરયુવાન છે, ચિરંજીવ છે.

સામા માણસમાં નથી એમ સિદ્ધ થયા પછી જ લાચારીથી તે વાત કબૂલ કરે છે. તેનાથી ઊલટી આ ગુણારોપણવૃત્તિ છે. જ્યાં સુધી ઊલટું સિદ્ધ થયું ન હોય ત્યાં સુધી માણસને ગુણસંપન્ન માનવો એ ગુણારોપણવૃત્તિ છે. આ વૃત્તિ વિના કોઈ સંસ્થા ચાલી ન શકે. વાસ્તવિકપણે, જેને આસ્તિકતા કહેવામાં આવે છે તે આ જ વૃત્તિ છે.

આપણે ઘરમાં એકબીજાને સાચવી લઈએ છીએ, તેમ રાષ્ટ્રના વહેવારમાં પણ હોવું જોઈએ. દોષ તરફ દુર્લક્ષ કરી ગુણ પર ભાર મૂકવો જોઈએ. ઘરના વહેવારમાં જે વૃત્તિઓને આપણે ઉપયોગી માનીએ છીએ તેમને સામાજિક વહેવારમાં અયોગ્ય કે નકામી કેમ ગણી શકાય? ઘરમાં ઉદારતા, પ્રેમ, સહાનુભૂતિ અને સહકાર જોઈએ. સામાજિક વહેવારમાં પણ એ જ ગુણોની જરૂર છે. જે ન્યાય કુટુંબને લાગુ પડે છે તે જ કુટુંબની બહાર પણ લાગુ પડે છે. જે રીતે અને જે વૃત્તિથી આપણે કુટુંબના સવાલોનો ઉકેલ કરીએ છીએ તે જ રીતે અને તે જ વૃત્તિથી દેશના અને દુનિયાના સવાલો ઉકેલવા જોઈએ. તે માટે ગુણારોપણવૃત્તિની ઘણી જરૂર છે. આ વૃત્તિ ધૂળિયાવાળાઓમાં થોડીઘણી છે અને તેથી અહીં થોડીઘણી સંસ્થાઓ ચાલે છે. તેમ છતાં મારે કબૂલ કરવું જોઈએ કે આટલાથી મને સંતોષ થતો નથી.

ઘણા લોકો ગાંધીજી પર તદ્દન નિખાલસતાથી એક આક્ષેપ કરે છે કે, તેઓ લોકો પાસેથી વધારેપડતી અપેક્ષાઓ રાખે છે અને મનુષ્યસ્વભાવ બરાબર ઓળખતા નથી. તેઓ માણસ પાસેથી તેના ગજા ઉપરાંત ત્યાગની માગણી કરે છે. લોકનાયકે જનતાને વધારેપડતી ન તાણવી જોઈએ, તેની શક્તિ ઉપરાંત તેની પાસે ત્યાગની અપેક્ષા ન રાખવી જોઈએ, વગેરે વગેરે. આમ કહેવું ખોટું છે એમ હું નથી કહેતો. તમને જે લાગતું હોય તે સીધેસીધું કહી દેવું એ બરાબર છે. પણ આ વાત કંઈક ઝીણવટથી તપાસવાની જરૂર છે.

હિંદુસ્તાનમાં આપણે જે સત્યાગ્રહની લડત લડ્યા તેનું સરવૈયું કાઢીએ તો વધારેમાં વધારે દોઢ લાખ માણસો તેમાં જોડાયાં હતાં એમ જણાશે. પણ જર્મનીની સરખામણીમાં ૭ કરોડ માણસોએ એમાં જોડાવું જોઈતું હતું.

ગાંધીજીના ઝંડા નીચે દોઢ લાખ માણસો ભેગાં થયાં. આપણે આ ત્યાગ કર્યો તે મનુષ્યશક્તિના ગજા ઉપરાંતનો છે ?

જર્મનીના ત્યાગની સરખામણીમાં આપણે કરેલો ત્યાગ કંઈ વિસાતમાં નથી. તેની સાથે તુલના પણ કરી શકાય તેમ નથી. થોડાંઘણાં માણસો ગોળીબારને લીધે મરી ગયાં, કેટલાંક લાઠીમારમાં જખમી થયાં, કેટલાંકને જેલોમાં અગવડો અને ત્રાસ વેઠવાં પડ્યાં — એ બધાંની સંખ્યા દસ હજાર ગણીએ તોયે જર્મનીએ જે ત્યાગ કર્યો હતો તેના પ્રમાણમાં એ તદ્દન નજીવો ગણાય. જર્મનીનો ત્યાગ મનુષ્યસ્વભાવ માટે વધારેપડતો ન હોય તો ગાંધીજી જે ત્યાગની દેશ પાસેથી અપેક્ષા રાખે છે તે મનુષ્યશક્તિની બહાર છે એમ શી રીતે કહેવાય ?

એક તરફથી તમે હિંદી સંસ્કૃતિને વિષે અભિમાન રાખો છો; હિંદી સંસ્કૃતિ મહાન અને શ્રેષ્ઠ છે એમ માનો છો. તમે કહો છો કે, અમારી સંસ્કૃતિ સૌથી પ્રાચીન છે; અમારામાં અનેક ઋષિમુનિઓ, સાધુસંતો તથા પરાક્રમી પુરુષો થઈ ગયા છે; અહીં જ બ્રહ્મવિદ્યા નિર્માણ થઈ; અમારી સંસ્કૃતિ ઉદાર, સુંદર, યજ્ઞપ્રવણ, અને સ્વર્ગીય છે. તમે આવા છતાં તમારો ત્યાગ જર્મન લોકોના ત્યાગના બસોમા ભાગ જેટલોયે નથી. અને આટલો ત્યાગ પણ માણસની શક્તિ બહારનો છે એમ તમે કહો છો! ધન્ય છે તમને!

મારું કહેવું એટલું જ છે કે, સ્વરાજને માટે આપણે જે ત્યાગ કર્યો તે બહુ અલ્પ છે. રાષ્ટ્રને ખાતર શું કરવું પડે છે તેનો તાજો દાખલો જર્મનીનો છે. જર્મનીના જેવું જ ફ્રાન્સ વગેરે બીજા દેશોનું છે. એ લોકોએ જે ત્યાગ કર્યો તે કોઈ મોટા

ધ્યેયને માટે કર્યો ન હતો. તેમનાં ધ્યેયો લોભમૂલક હતાં છતાં તેમણે આટલો બધો ત્યાગ કર્યો. તો પછી આપણે આપણા સ્વાતંત્ર્યને માટે, અને તે પણ સત્યને માર્ગે પ્રાપ્ત કરવાને માટે, એક ઉદાત્ત અને ભવ્ય ધ્યેયને ખાતર, કેટલો ત્યાગ કરવો જોઈતો હતો? એ ધ્યેયને માટે ઉચ્ચ સંસ્કૃતિનું અભિમાન ધરાવનારાઓએ ગમે તેટલો ત્યાગ કર્યો હોત તોય તેનું સાર્થક થાત. પેઢીઓ સુધી આપણાં ગુણગાન થાત. આવા સુંદર ધ્યેયને માટે જે થોડાઘણા ત્યાગની ગાંધીજીએ માગણી કરી તે પણ આપણને વધારેપડતી લાગી!

અમે દુનિયાના શ્રેષ્ઠ લોકો, શ્રેષ્ઠ સંસ્કૃતિવાળા, મહાન પૂર્વજોના વંશજો — આવા બધા અભિમાન સાથે તમે કયે મોઢે કહેશો કે, આ ત્યાગ વધારેપડતો થયો, અને પવિત્ર ધ્યેયને ખાતર કરેલો આ નજીવો ત્યાગ મનુષ્યસ્વભાવના અને મનુષ્યશક્તિના ગજાઉપરાંતનો છે?

માણસના ત્યાગનું માપ આપણે પાંચ હજાર માઈલ દૂર જઈને જોઈ આવ્યા. હવે પાંચ હજાર વરસ પાછળ જઈને જોઈએ. સ્થળની દૃષ્ટિથી માઈલો પર દૂર જઈને જોયું; હવે કાળની દૃષ્ટિથી વરસો પાછળ જઈ જોઈએ.

હિંદુ ધર્મના રચનારાઓ વિચારવાન પુરુષો હતા. તેમણે સામાન્યપણે ચાર માણસમાં એક વાનપ્રસ્થ હોવો જોઈએ એમ ઠરાવ્યું છે. ચાર માણસે એક માણસ દેશની, સમાજની સેવા કરનારો હોવો જોઈએ. બધી સ્મૃતિઓએ આ વાત માન્ય રાખી છે. વાનપ્રસ્થી ઉત્તમ શિક્ષક હોય છે એમ બધી સ્મૃતિઓ કહે છે. દેશની નવી પેઢીને કેળવવાને ત્યાગી, અનુભવી અને તપસ્વી માણસો જોઈએ. એટલા માટે સ્મૃતિકારોએ વાનપ્રસ્થ આશ્રમ નિર્માણ કર્યો. કોઈક જમાનામાં પણ આ સંસ્થા અસ્તિત્વમાં હોવી જોઈએ. વાનપ્રસ્થને લગતું ચોથા ભાગનું પ્રમાણ આપણે છોડી દઈએ. દસમો ભાગ લઈએ. ઓછામાં ઓછું વીસમો ભાગ તો જરૂર લઈ શકીએ.

આનો અર્થ એવો થયો કે ધુળિયાની વસ્તી ચાળીસ હજારની હોય તો સેવા કરનારા બે હજાર વાનપ્રસ્થો અહીં હોવા જોઈએ.

ઉપનિષદોના ઋષિઓ વહેવારનો ખ્યાલ રાખ્યા વિના વાતો કરે છે એમ માનીએ. પણ જેમણે સમાજને માટે ધર્મ રચ્યો તે મનુ જેવા સમાજશાસ્ત્રી તો વહેવાર જાણતા હતા ને? તેમણે જે ધર્મરચના કરી છે તેમાં તમારી પાસેથી શી શી અપેક્ષાઓ રાખી છે? વહેવારનો ખ્યાલ રાખીને બોલનારા ઋષિએ ધૂળિયામાંથી બે હજાર સેવકોની માગણી કરી છે. ગાંધીજીએ જે ત્યાગની માગણી કરી તેને તમે અવહેવારુ કહો છો, એ ત્યાગ માણસની શક્તિ બહારનો છે એમ કહો છો. પણ આ ધર્મશાસ્ત્રકારે જે માગણી કરી છે તે પણ અસ્વાભાવિક છે એમ કહેશો કે? એ ઋષિ સ્વપ્નસૃષ્ટિમાં વિહાર કરનારો પાગલ નહોતો. તે મનુષ્યસ્વભાવ જાણનારો હતો. પૂર્વેના મનુ વગેરે સ્મૃતિકારોએ આવો ત્યાગ માગેલો. આજેય પરદેશના લોકો કેટલો ત્યાગ કરે છે એ આપણે જોયું. અને આ પ્રાચીન તેમ જ અર્વાચીન ત્યાગની સાથે આપણે કરેલો ત્યાગ સરખાવીએ તો આપણે કરીએ છીએ તે ચગરગ છે કે રાજવાડે કહે છે તેમ માત્ર સુળવળ છે તે સમજાશે.

હું તમને ઠપકો નથી આપતો. ઠપકો કોને આપું? આપુલાચિ વાદ આપણાશીં (આપણો ઝઘડો આપણી જ સાથે). હોઠ આપણા અને દાંત પણ આપણા! ધૂળિયામાં બે ચાર સંસ્થાઓ છે એટલાથી હું કેમ રાજી થાઉં? ગઈ કાલે ગોરક્ષણની સંસ્થા નીકળી તેથી રાજી થાઉં? કે જેમતેમ કરીને હરિજન વિદ્યાર્થીઓનું એક છાત્રાલય નીકળ્યું અને જેના તરફ ધ્યાન આપવા માટે એક બે માણસ સિવાય બીજા કોઈને જરૂર જણાતી નથી તેનાથી રાજી થાઉં? કે પછી પૂર્વજોએ જે લડાઈઓ કરી, પરાક્રમો કર્યાં, તેમને વિંની ચબરકીઓ ને કાગળો સાચવનારી સંસ્થા અહીં છે તેનું અભિમાન લઉં?

ત્રણ વરસ પર રાજવાડે સ્મારક મંદિરના ઉદ્‌ઘાટન પ્રસંગે મારે અહીં આવવાનું થયું હતું. પાંચ મિનિટ હું બોલ્યો હતો. વધારે બોલવાનો એ પ્રસંગ ન હતો. પણ તે વખતે મેં એમ કહ્યું હતું કે, અંગ્રેજ ઇતિહાસકારો તમારા પૂર્વજોને નાલાયક કહે છે તેથી તમે ચિડાઓ છો. સંશોધકમાં આવી ચીડ ન હોવી જોઈએ. સંશોધકને હું કહીશ કે જરા સમતા જાળવ, આટલો ગુસ્સો કર મા. અંગ્રેજ ઇતિહાસકાર આપણા આજના વર્તન પરથી આપણા ભૂતકાળના ઇતિહાસની પરીક્ષા કરશે. ફળ પરથી ઝાડનું પારખું મળે છે. હિંદુસ્તાનના ઇતિહાસ પર આપણા જેવાં નાદાન ફળો બેસે તો અંગ્રેજ ઇતિહાસકાર બીજું શું કહે? ફળ કડવું છે એટલે બીજમાં જ કંઈક ખામી હોવી જોઈએ એમ તે કહ્યા વિના કેમ રહે? આજે સ્વરાજ્ય મેળવો, તેને માટે ત્યાગ કરો, તમારાં મોઢાં ઊજળાં થશે અને પૂર્વજોના ઇતિહાસો પણ ઊજળા થશે. આપણું આજનું વર્તન પૂર્વજોનાં મોઢાંને કાળાં બનાવે છે. કેવળ અમારી સંસ્કૃતિ ઉદાર છે, ઉજ્જ્વળ છે, મહાન છે, એમ ગાયા કર્યે ન ચાલે. એ પ્રત્યક્ષ દેખાવું જોઈએ. તમે મોઢે नायं हन्ति न हन्यते, (એ કોઈને હણતો નથી તેમ જ પોતે કોઈથી હણાતો નથી) કહેતા હશો પણ પ્રત્યક્ષ આચરણમાં अयं हन्ति, अयं हन्यते, એ જ ચોમેર સંભળાય છે! તમે હરિજનોને કચડો છો ને પોતે પારકાની લાતો ખાઓ છો! આવા હેવાન જેવા વર્તનથી ઇતિહાસ ઉજ્જ્વળ કેમ થશે? આપણે આપણો આજનો ઇતિહાસ બદલીએ નહીં ત્યાં સુધી જૂના દસ્તાવેજો ગમે તેટલા સાચવીએ તોપણ તે બળી ગયા જેવા છે. આપણા ઇતિહાસને કંઈક ઉજ્જ્વળ બનાવવો હોય તો આપણું આજનું વર્તન શુદ્ધ કરવું જોઈએ, ઉજ્જ્વળ કરવું જોઈએ. આપણે આજનો જમાનો ઉજ્જ્વળ બનાવીએ, ખૂબ ત્યાગ કરીએ, ધ્યેયનિષ્ઠા બતાવીએ, તો બધા જૂના દસ્તાવેજો કે કાગળપત્તરો નાશ પામે, મરાઠાઓનાં પરાક્રમના જ નહીં, વેદના અને ઉપનિષદોના બધા કાગળો પણ ફાટી

જાય, અક્ષરેઅક્ષર ઊડી જાય તોપણ આપણો ભૂતકાળનો ઇતિહાસ દુનિયામાં ઉજ્જ્વળ ગણાશે. આવા તેજસ્વી, ત્યાગી, પરાક્રમી, ઉજ્જ્વળ રાષ્ટ્રની પરંપરા ઉજ્જ્વળ જ હોવી જોઈએ એમ દુનિયા નિઃશંકપણે કહેશે. ભૂતકાળના ઇતિહાસને ઉજ્જ્વળ બનાવવો હોય તો તેનો સારામાં સારો રસ્તો આજના કાળને ઉજ્જ્વળ બનાવવાનો છે. सांगे वडिलाची कीर्ति, तो ओक मूर्ख (બાપદાદાઓની કીર્તિનાં બીજા આગળ જે ગુણગાન કરે છે તે મૂર્ખ છે) એમ જે સમર્થ સ્વામી રામદાસે કહ્યું છે તેમાં આ જ મર્મ રહેલો છે. મૂર્ખોમીનો આ એક પ્રકાર નોંધી તે દૂર કરવાને માટે સમર્થે તનતોડ મહેનત કરી. માણસ પઢતમૂર્ખ વેદિયો ન હોવો જોઈએ. કેટલાક ગામડિયા મૂર્ખો હોય છે. કેટલાક શહેરી મૂર્ખાઓ હોય છે. કેટલાક લખતાંવાંચતાં આવડતું હોય છતાં મૂર્ખ હોય છે. કેટલાકને તે નથી આવડતું તેથી મૂર્ખ હોય છે. પઢતમૂર્ખ ન બનવું જોઈએ, કેવળ પૂર્વજોની કીર્તિનાં ગુણગાન ન કરવાં જોઈએ, જાતે પુરુષાર્થ કરવો જોઈએ, એ રામદાસ સ્વામીનાં લખાણોનો મર્મ છે. કેવળ પૂર્વજોનાં ગુણગાન કર્યાં કરવાની આપણામાં રહેલી મૂર્ખતા કાઢી નાખવાનો સમર્થ રામદાસ સ્વામીએ પ્રયત્ન કર્યો તે હજી આપણામાંથી ગઈ નથી. પૂર્વજો તો થયા ને ગયા. તું રહ્યો છે. તારે વિષે કહેવાનું હોય તે કહે ને! તું ઘાણીના બળદની જેમ ગોળ ગોળ ફર્યા કરે છે અને મોઢે પૂર્વજોનાં ગુણગાન ગાય છે! ધન્ય બતાવવા માટે વર્તુળની યોજના કેમ કરી અને ચતુષ્કોણની કેમ નહીં એવો સવાલ મારા મનમાં ઊઠતો. પણ આજની આપણી સ્થિતિ જોઉં છું ત્યારે હવે મને સમજાય છે કે પૂર્વજોના અભિમાનનું આજે ફળ શું? ધન્ય. સમર્થ રામદાસે આવા કર્તૃત્વહીન સ્વભાવને મૂર્ખામી ગણાવી છે.

આપણે હાથે પુરુષાર્થ થાય, આ જન્મે આપણો ઇતિહાસ ઉજ્જ્વળ થાય અને આપણી પ્રાચીન ભવ્ય સંસ્કૃતિ સતેજ બને, એટલા માટે ગાંધીજી આપણી પાસે ત્યાગની માગણી કરે છે. તેમણે

જે ત્યાગ માગ્યો છે તે બહુ અલ્પ છે. ઊલટું, અહિંસાને જોરે અલ્પ ત્યાગ પણ મોટું ફળ આપશે એવો તેમનો દાવો છે. બીજા દેશના રાષ્ટ્રપુરુષો જેટલો ત્યાગ માગે છે તેના પ્રમાણમાં આ ત્યાગ સાવ નજીવો છે. એમાં મનુષ્યસ્વભાવને તાણ પહોંચે છે, એમ તમે ન કહી શકો. ઊલટું, એ ત્યાગ એટલો ઓછો છે કે તેથી તમને પોતાને સંતોષ નહીં થાય.

दुर्लभं भारते जन्म એવું અભિમાન આપણે રાખીએ છીએ. પણ આજે આપણી કેવી દશા છે! दुर्लभं भारते जन्म એમ કહીએ ત્યારે બીજા દેશો કરતાં ભારતમાં સેવાવૃત્તિ, ત્યાગવૃત્તિ, પ્રેમવૃત્તિ, ધ્યેયનિષ્ઠા, નિર્ભયતા, મરણ વિષેની બેદરકારી એ બધા ગુણો વધારે દેખાવા જોઈએ ને? કે પછી ભારતમાં હરિજનો સાથે હેવાનની જેમ વર્તન રાખવામાં આવે છે, અહીં ભેદો અને ઉચ્ચનીચ-ભાવ જ્યાં જુઓ ત્યાં નજરે પડે છે, અહીં દુનિયામાં બીજે ક્યાંય નહીં એટલો મોતનો ડર ભરેલો છે, અહીં ગુલામીની સૂગ નથી, અહીં સ્વદેશી ધર્મનું પાલન થતું નથી, અહીં ઉદ્યમનું સન્માન કે ઉપાસના થતી નથી, અહીં એકતાનો ને વ્યાપક દૃષ્ટિનો અભાવ છે, એટલા માટે दुर्लभं भारते जन्म કહો છો? કોઈ પણ રીતે જોઈએ તો આજની આપણી સ્થિતિ અત્યંત ભયાનક છે એમ કહ્યા વિના રહેવાતું નથી. આપણી આવી દુર્દશા જોઈ આપણને દુઃખ થવું જોઈએ, ખેદ થવો જોઈએ અને ચીડ આવવી જોઈએ. એને બદલે તમે એમાં સમાધાન માનશો? અહીંની એ ચાર સંસ્થાઓની નાનકડી રમત ગોઠવી આનંદ માનશો? તમે ભલે માનો, હું નહીં માનું, અને તમને પણ નહીં માનવા દઉં. બે ચાર સેવકો કામ કરે અને બાકીના હાથ જોડી નિરાંતે બેસી રહે? સાર્વજનિક કામમાં દરેક માણસે ભાગ લેવો જોઈએ. દરેક જણે પોતાની શક્તિનો, પોતાની બુદ્ધિનો, પોતાના દ્રવ્યનો ફાળો સાર્વજનિક સેવા પ્રીત્યર્થે અર્પણ કરવો જોઈએ. નેપોલિયન ઇંગ્લંડ પર હુમલો કરવાની

તૈયારી કરતો હતો તે વખતે નેલ્સન આંખમાં તેલ આંજીને બેઠો હતો. નેલ્સને રાષ્ટ્રની પાસે શાની માગણી કરી હતી? દરેક માણસ પોતાની ફરજ બજાવે એવી ઇંગ્લંડને અપેક્ષા છે, એમ તેણે કહ્યું. દરેક જણે જવાબદારી ઉપાડવી જોઈએ. દેશનો કારભાર ચલાવવાની જવાબદારી દરેક જણને માથે છે અને તે તેણે ઉપાડવી જોઈએ. ઇંગ્લન્ડ પર એ જમાનામાં જેવી આફત આવી હતી તેના કરતાં આજે હિંદુસ્તાન પર ઓછી આવી છે એમ તમને લાગે છે? આ ભારતભૂમિ પોતાના દરેક પુત્ર પાસે સેવાની અપેક્ષા રાખે છે. ભારતમાતાને દરેક જણની જરૂર છે. ગર્ભમાં રહેલા બાળક તરફ પણ જોઈને તે કહેતી હશે, 'આ આવશે, મારું કામ કરશે, મારાં આંસુ લૂછશે, મારી ઇચ્છા પૂર્ણ કરશે!'

ગોકુળ પર આફત આવી ત્યારે ભગવાને બધાના હાથના ટેકાની અપેક્ષા રાખી હતી. બધાના હાથ કામે લાગવા જોઈએ. એમની ટચલી આંગળી તો છે જ. માણસ કેવળ ભોગી બની રહે એ કેમ ચાલે? આસપાસની પરિસ્થિતિનો તેણે વિચાર કરવો જોઈએ. પાણીનો સ્વભાવ કેવો હોય છે તે જુઓ. કૂવામાંથી ડોલ ભરીને પાણી કાઢતાંની સાથે ત્યાં પડેલી ખાધ પૂરી દેવા માટે ચારે તરફનું પાણી દોડી જાય છે અને એક ક્ષણમાં ફરી સરખી સપાટી સ્થાપિત થાય છે. કૂવાનું પાણી ઉપર ચડે તો બધું સાથે ઉપર ચડશે. અને ઊંડું જશે તો બધું એક સાથે ઊંડું જશે. પણ પાણીને બદલે જુવારના ઢગલા તરફ જુઓ. જુવારના ઢગલામાંથી એક પાલી જુવાર ભરી લઈએ તો ત્યાંનો ખાડો એવો ને એવો જ રહેશે. એ ખાડો પૂરી દેવા માટે થોડાક મહાત્માઓ — જુવારના દાણા — દોડી જશે અને ખાડામાં ઝંપલાવશે પણ બાકીના ગાંગડુ નહીં દોડી જાય. તેઓ પડ્યા પડ્યા ગંમત જોશે. મનુષ્યસમાજે પાણીની માફક વર્તવું જોઈએ.

નરદેહ દુર્લભ છે, એમ હિંદુ ધર્મ પોકારી પોકારીને કહે છે. સંતોએ પણ ગળું સુકાઈ જાય ત્યાં સુધી બરાડી બરાડીને કહ્યું છે

કે, આ દુર્લભ નરદેહ તમને લાધ્યો છે તો તેનું કંઈક પણ સાર્થક કરો.

सोनियाचा कलश। माजीं भरला सुधा-रस (સોનાનો કળશ અને તેમાં સુધારસ ભર્યો છે). સોના જેવો મનખા દેહ મળ્યો છે અને તે વળી આ સંતોની પુણ્યભૂમિમાં! તેમ છતાં તમે તેમાંથી શો ભલીવાર કાઢ્યો? પેલા પાણીની જેમ દોડી જશો તો માનવજન્મનો મહિમા તમે કાયમ રાખ્યો કહેવાય.

તમે કહેશો, "દરેક જણે મદદ કરવી જોઈએ, દરેક જણે સાર્વજનિક સેવામાં ફાળો આપવો જોઈએ, એ બધું સાચું; પણ દિવસ કેવા કઠણ આવ્યા છે? વેપારીનો વેપાર ચાલતો નથી. ખેડૂતની ખેતી પાકતી નથી. પાક પાકે તો વેચાતો નથી. નોકરીધંધામાં દમ નથી. એવા સંજોગોમાં શું થાય?" પણ મારો સામો સવાલ એ છે કે, દિવસ કઠણ આવ્યા હોય તોયે ઘરમાં પાંચ બાળકો હોય તો તે બધાંને જે કંઈ હોય તે વહેંચી આપો છો કે નહીં? સાર્વજનિક સેવા એક છઠ્ઠું બાળક છે એમ માનો અને એ બાળકને ભાગે જે આવે તે આપો. સમાજને કુટુંબનું એક અંગ માનો. ઘરખર્ચના જેવાં અનેક ખાતાં હોય છે તેવું આ એક ખાતું ગણો. दया करणें जे पुत्रासी तेचि दासा आणि दासी (પુત્ર પ્રત્યે જે દયા કે પ્રેમ બતાવીએ છીએ તે જ દાસદાસી પ્રત્યે પણ બતાવવાં જોઈએ) એ સૂત્ર મનુષ્યસમાજે આચારમાં રાખવું જોઈએ.

કઠણ દિવસ આવ્યા તેથી બાપ એકલો ખાતો નથી. જે હોય તે બધાંને આપે છે. ઓછું મળશે પણ બધાંને મળશે એકલાએ ખાવું એ મહાપાપ છે. પેલો ઋષિ શું કહે છે? સાંભળો:

मोघमन्नं विन्दते अप्रचेताः
सत्यं ब्रवीमि वध इत् स तस्य ॥
नार्यमाणं पुष्यति नो सखायं
केवलाघो भवति केवलादी ॥

તેં પોતાને એકલાને માટે ધન ભેગું કર્યું હોય તો તે વ્યર્થ છે. તેં પોતાને માટે અન્નના ઢગલા ભેગા કરી કોઠારો બાંધ્યા છે. પણ ભલા માણસ, એ કોઠારો નથી. એ તેં અન્ન ભેગું કર્યું નથી! પેલો ઋષિ કહે છે કે, એ તેં વધ મેળવ્યો છે! **वध इत् स तस्य** — એ તેનો સાક્ષાત્ વધ છે. એ ઋષિ ભયની ચેતવણી આપે છે. લોકકલ્યાણની લાગણીવાળા એ નિઃસ્વાર્થી ઋષિ કરતાં વધારે હિતકર્તા બીજો કોણ છે? તેને તમારે માટે કેટલી બધી દયા છે! એ ઋષિ કહે છે, તમે એકલા ખાશો તો કેવળ પાપનાં પૂતળાં થશો. તમને ધનથી ભરેલા કોઠારો મળ્યા હોય તે નકામા છે. એ તમારો પોતાનો વધ તમે ભેગો કર્યો છે. જે બીજાનું પોષણ નહીં કરે, કોઈને મદદ નહીં કરે, તેની પાસે જે કંઈ હોય તે તેનો વધ છે. બરાબર કાન દઈને ધ્યાનથી સાંભળો. રશિયામાં આ ઋષિની વાણી સાચી પડી. લોકોને ન આપતાં સંચય કરવો એ વધ મેળવવા જેવું છે એનો ત્યાંના લોકોને અનુભવ થયો. વેદ તમને પોકારીને કહે છે. શ્રુતિમાતા કરતાં વધારે લાગણીથી બીજું કોણ કહેવાનું હતું?

શંકરાચાર્ય કહે છે કે, હજારો માબાપ કરતાં પણ આ શ્રુતિ કલ્યાણકારિણી અને હિતૈષિણી છે. એવી એ શ્રુતિ કહે છે તે સાંભળો. વેદ પર તમને શ્રદ્ધા છે ને? હું વેદનો નમ્ર ઉપાસક અને ભક્ત છું. આના કરતાં વધારે સ્પષ્ટ શબ્દોમાં ભયની ચેતવણી કયા પ્રેમાળ માણસ પાસેથી તમને મળી હતી? મળવાની હતી? ઋષિ કરતાં વધારે પ્રેમાળ કોણ હોઈ શકે? રશિયામાં જે થયું તે અહીં થવા માટે તો અમને કેમ કોઈએ આવા ભયનો ઇશારો પહેલાં કર્યો નહીં એમ તમે કહેશો. એ મહાન ઋષિએ કરગરી કરગરીને તમને સૂચના નથી આપી? એ તેણે હજારો વરસથી આપી છે. "તમે એકલા ખાશો તો મરશો; કેવળ પોતાને માટે અન્નનો સંગ્રહ કરવો એટલે વધ સંપાદન કરવા જેવું છે." આ વિચાર કરતાં નવો વિચાર કયો સમાજવાદી આપે છે?

બીજો મરતો હોય ત્યારે, પૂરી મજૂરી કરીને ભૂખે મરતો હોય તે વખતે, પોતાની પાસે સંઘરો રાખો છો? આ કોણ સહન કરી શકે? ઋષિથી આ સહન ન થયું. અન્નના ઢગલા પરના ભોરિંગ થઈને ન બેસો. તમે પોતે ખાઓ અને બાકી રહે તે આપી દો. સંઘરો હરગિજ ન કરો. સમર્થ સ્વામી રામદાસે પણ એ જ કહ્યું છે:

आपण यथेष्ट जेवावें। उरलें तें वांटावें।
परंतु वायां दवडणें। हा धर्म नव्हे॥

રામદાસસ્વામીના સાદા અનુભવનીતરતા આ બોલ છે. તમે દૂધ પીઓ. પેટ ભરીને જમો. પણ ઘરમાં સંઘરો કરીને ન રાખો. વેદોનો આ જ સદેશો છે, મનુનો આ જ છે અને સમર્થ રામદાસ પણ એમ જ કહે છે. આ બધા તમને પૂજ્ય, પ્રિય અને માન્ય છે. તેમણે જે કહ્યું છે તે જ તમારી આગળ મેં મૂકયું છે. પેટ ભરીને જમો, બાકી રહે તે આપી દો, ભોરિંગ બની તેના પર બેસી ન રહો.

દરેક વ્યક્તિએ સમાજને પોતાનો ફાળો આપવો જોઈએ. એ ફાળો તે આપે તો કેટલાંય કામ પાર પડશે. ગાંધીજી નવાં નવા કામો આપણને બતાવે છે તેમણે હવે ગ્રામઉદ્યોગ સંઘ કાઢયો છે. ગરીબ લોકોના ધંધા એક પછી એક મરવા માંડયા છે, મરી ગયા છે. તે બેઠા કર્યા વિના છૂટકો નથી. કોઈ કહે છે કે, આ કળયુગ એટલે યંત્રયુગ છે; કોઈ કહે છે આ કળિયુગ છે! ભલા માણસ, યુગ જેવો તું નિર્માણ કરશે તેવો થશે! કાળને ઘડવાનું તારા હાથમાં છે. કહે છે યંત્રયુગ આવ્યો! તારી આ જ શ્રદ્ધા કે? પાશ્ચાત્યોએ કહ્યું યંત્રયુગ, અને તેં માની લીધું કે યંત્રયુગ! તારી આ શ્રદ્ધા અજબ જેવી કહેવાય! મારો કાળ બનાવનારો હું છું. હું પોતે જ કાળ છું. ગીતામાં 'હું કાળ છું' એમ ભગવાને કહ્યું છે. એ ભગવાનના જ આપણે અંશ છીએ ને? જીવ એ પરમેશ્વરનો સનાતન અંશ

છે કે નથી? એટલે તમે પણ કાળરૂપ છો. કાળને ઘડવો તમારા હાથમાં છે. ગાંધીજીએ દસ વરસમાં રેંટિયાને પગભર કર્યો કે નથી?

ખાદીની ચીંદરડી સરખી ક્યાંય દેખાતી ન હતી. હવે બધે ખાદીના ભંડારો નીકળ્યા છે કે નથી? એ મહાપુરુષ 'યંત્રયુગ છે તેમાં શું થાય' એમ કહેતો બેસી રહ્યો નહી. નિરાકાર એવા કાળને આકાર આપનારા તમે છો; તમને જેવો યુગ જોઈતો હશે તેવો થયા વિના નહીં રહે. યંત્રયુગ છે, કળિયુગ છે, એ બન્ને ખ્યાલ ભ્રામક છે. કળિયુગ કહેનારને તમે અંધશ્રદ્ધાવાળો કહીને હસો છો. તમે પોતે યંત્રયુગ કહો છો. પશ્ચિમના લોકો કહે છે તે તમે કહો છો! કાળ તો જેવી આપણી ઇચ્છા હશે, જેવો આપણો પ્રયત્ન હશે તેવો થનારો છે. કાળને નમાવવાની તાકાત તમારા દૃઢ નિશ્ચયમાં છે.

ગાંધીજી સાવ સાદી વાતો કહે છે. તેઓ કહે છે, હાથનો દળેલો લોટ ખાઓ, ગોળ વાપરો. એના પૈસા ગરીબ ખેડુતને મળશે. આપણે વખ્તસર સાવધાન થવું જોઈએ.

માણસ મરવા પડે પછી તેની વહારે દોડશો? આમ ન કરશો. જરા આગળથી તેની પાસે જાઓ. તે જીવતો હોય તે જ વખતે તેની મદદમાં જે કંઈ કરવાનું હોય તે તત્કાળ કરી છૂટો. એના ધંધાઓને બચાવો. એણે બનાવેલી વસ્તુઓ જ ખરીદો.

તમારા હાથમાં જેટલું છે એટલું તો કરો! *तुझें आहे तुजपाशीं* (તારું તારી પાસે છે). બધું કંઈ બહાર નથી. ગોળ વાપર, ઘાણીનું તેલ લે, એરંડાલનો હાથ કાગળ લે. એથી ગરીબોને અન્ન મળશે. થોડીઘણી સંપત્તિ ગામડાંમાં જશે, સંપત્તિની વહેંચણી થશે.

સંપત્તિનો કાયદો એવો છે કે, તે એમ ને એમ પડી ન રહેવી જોઈએ. તે હંમેશ વપરાતી રહેવી જોઈએ. તેનો એક ઠેકાણે ઢગલો ન થવા દેવો જોઈએ. સંપત્તિ એક ઠેકાણે ભેગી થઈને સડવા માંડે એટલે દુર્ગંધ છૂટે છે, રોગચાળો ફાટી નીકળે છે, મરણસંખ્યા વધે

છે, માટે સંપત્તિનો સંઘરો ન કરો. મુઠ્ઠી જરા ઢીલી કરો. લોકોના આળસને પોષો એમ હું નથી કહેતો. ગામડામાં બનેલી ચીજો ખરીદો અને તે જરા મોંઘી પડે તોયે તેટલું નુકસાન સહન કરો. એથી ગરીબોને કામ મળશે; સ્વમાન સાચવી તે કોળિયો મેળવવા પામશે. આમ કરશો તો જ આજે જે ભયાનક આફત આપણા પર ઊતરી છે તે ટળશે. પરમેશ્વર આપણને સદ્બુદ્ધિ આપો.

## ૧૬

## આજનું દુઃખ *

મારાં ગામડાનાં ભાઈઓ અને બહેનો,

હું આજે અહીં નિરુપાયે આવ્યો છું. ભાષણ આપવાના પ્રસંગો ટાળી શકાય તેટલા મેં ટાળ્યા છે. પણ આ ન ટાળી શક્યો. કારણ આ વરસે હું અહીં રહું છું ને આસપાસનાં જુદાં જુદાં ખેતરોમાં રોજ ફરવા જાઉં છું તેથી અહીંની ખેતી સાથે મારો પરિચય થયો છે. આવી સ્થિતિમાં મને આજની સભાનું પ્રમુખપદ લેવાનું કહેવામાં આવ્યું ત્યારે તે મારે સ્વીકારવું પડ્યું. અહીંની ખેતીની દશા જેમ મેં નજરે જોઈ છે તેવી જ રીતે ગણિતની નજરે પણ જોઈ છે. દરેક વસ્તુ હું ગણિતની દૃષ્ટિથી જોઉં છું. એક વખત કોકે મને પૂછ્યું, 'ઈશ્વર પછી બીજા કોના પર તમારી વધારેમાં વધારે શ્રદ્ધા છે?' મેં જવાબ આપ્યો, 'ગણિત પર'. આ વરસે પાક ઘણો ખરાબ છે એમ મેં ગણિત વડે જોયું અને તેથી મેં આજે બોલવાનું સ્વીકાર્યું. સામાન્યપણે બને ત્યાં સુધી હું બોલવાની

* વર્ધા જિલ્લા ખેડૂત પરિષદમાં શ્રી વિનોબાએ ૨૯-૧૨-'૬૮ને રોજ પ્રમુખ તરીકે આપેલું ભાષણ.

ના પાડું છું. બોલી શકું છું તોયે બોલતો નથી. મને લખતાં આવડે છે તોયે લખતો નથી. આ આખા વરસમાં મેં ચાર લેખો લખ્યા અને જાહેર ભાષણ આ ત્રીજું છે. લોકો કહે છે કે, ભાષણ અને લેખન પ્રચારનાં સમર્થ સાધનો છે. પણ તે ઓછામાં ઓછી તાકાતવાળાં છે એમ મારો અનુભવ કહે છે. તેથી હું મારી મેળે પ્રત્યક્ષ કામ કરવાની તક આવે ત્યારે ઝડપી લઉં છું. અહીંના પરિશ્રમાલયમાં રોજ જઈ આવું છું. આજે બપોરે ત્યાં જવાનું નહીં થાય તેથી સવારના બે કલાક જઈ આવ્યો. આજે મારો વિચાર સભાનું કામ ઓછામાં ઓછા સમયમાં પૂરું કરવાનો છે એટલે બોલનારા મુદ્દાસર બોલશે અને ઓછામાં ઓછા ઠરાવો રજૂ કરશે એવી હું આશા રાખું છું. સેલસુરાના ગયા વરસના અધિવેશનમાં મને યાદ છે તે મુજબ પચીસ ઠરાવ થયેલા. (ગોપાળરાવ બોલી ઊઠ્યા, 'ના, ચાળીસ થયેલા.') સંસ્કૃતમાં કહેવત છે કે કૂતરીને બચ્ચાં ઘણાં પણ બિચારીને નિરાંતે ઊંઘ ન મળે. સિંહણને એક જ બચ્ચું હોય છે પણ તેના જોર પર તે નિર્ભય થઈ ને સૂએ છે. જે સભા ઘણા ઠરાવ પ્રસવે છે તે નિર્ભય નથી. થોડા ઠરાવો કરનારી સભા સલામત હોય છે.

આટલી પ્રસ્તાવના પછી મારે જે કહેવાનું છે તે કહું. ખેડૂતનો — જેમાં ખેતરમાં કામ કરનારાં મજૂરોનો પણ સમાવેશ કરવો જોઈએ — વિચાર કરતી વખતે મારા મત પ્રમાણે ચાર બાબતો ધ્યાનમાં લેવી જોઈએ: એક, ખેડૂતોનાં આજનાં તાત્કાલિક દુઃખો કયાં અને તેમાંથી તેમને કેટલે સુધી અને કેવી રીતે છોડાવી શકાય? બીજી, ખેતીમાં કયા સુધારા કરી શકાય? એ કામમાં ખેડૂતને શી મદદ આપી શકાય? ત્રીજી, ખેડૂતને ગામડામાં ખેતીની સાથે કરી શકાય એવા કયા ધંધા આપી શકાય? ચોથી બાબત છે તેના નૈતિક અને સામાજિક સુધારાને લગતી. આજનું દુઃખ એ જાતનું છે: પ્રાંતિક સરકાર તરફથી થતા જુલમો અને સ્થાનિક અથવા ગામની સરકાર તરફથી થતા જુલમો. એમાંથી કેવી રીતે છુટકારો મેળવવો એ સવાલ છે. હું મુખ્યતઃ આ

વિષયને અંગે બોલવાનો છું. આજના દુઃખનું નિવારણ કેમ થઈ શકશે એની તમને મુખ્ય ચિંતા છે. તેથી એ વિષે વિગતવાર કહી બાકીના મુદ્દા ટૂંકમાં પતાવીશ.

પ્રથમ આપણે પ્રાંતિક સરકારનો વિચાર કરીએ. રાષ્ટ્રીય મહાસભાવાળા લોકોએ સરકારી તંત્ર ચલાવવાનું માથે લીધું છે. તેઓ એ તંત્રમાં જોડાયા છે. તેમની દશા દયામણી છે. તેઓ પોતાની મેળે કશું નહીં કરી શકે. તમે પ્રયત્ન કરશો તો જ તેઓ કંઈક કરી શકશે. शितावरून भाताची परीक्षा (ચોખાના એક દાણા પરથી ભાતની પરીક્ષા થાય) એવી એક કહેવત મરાઠીમાં છે. પાકનો અંદાજ કાઢવાની સરકારી રીત જોઈ મેં એક નવી કહેવત બનાવી છે; फुलांवरून फळाची परीक्षा (ફૂલ પરથી ફળની પરીક્ષા થાય). પણ मोहरा अैशीं फळें नाहीं । आलीं कांहीं गळती (જેટલો મોર બેસે છે તેટલાં ફળ થતાં નથી; એમાંથી કેટલાંય ખરી પડે છે) એવો દુનિયાનો અનુભવ છે. અહીં ત્રિરાશી કામ ન દે. મેં આ વરસે ખેતરોની પાહણી તદ્દન શરૂઆતથી કરી છે. કપાસની હાર કેટલી છે, તુવેરની કેટલી છે, ફૂલ કેટલાં બેઠાં છે એ બધું હું બરાબર જોતો આવ્યો છું. દરેક મહિનાની સ્થિતિ તદ્દન જુદી અને ઉત્તરોત્તર ખરાબ જણાઈ. પંદર દિવસ પહેલાં જ્યાં બાર આની પાક દેખાતો હતો ત્યાં પંદર દિવસ પછી ચાર આની જેટલો પણ રહ્યો નથી. આવી સ્થિતિમાં ખેડૂતને હું શું કહું? હું એને કહું કે, મહેસૂલ આપવાની તારી સ્થિતિ ન હોય તો મહેસૂલ આપીશ નહીં લોકો કહે છે, સરકાર આપણી છે; એ ચલાવવાની જવાબદારી આપણી છે. મહેસૂલ ન આપીએ તો રાજ શી રીતે ચાલે? હું પૂછું છું, રાજ ચલાવવાનું તમને કોણે કહ્યું છે? અને રાજ ચલાવવાનું એટલે શું? રાજ્ય ચલાવવું એટલે ખેડૂત, પ્રજા બધાંને સુખી કરવાં, એમ જ ને? તે માટે જ મહેસૂલ લેવાનું ને? એ અમથું વસૂલ કરવાનું હોય છે કે? પાક સારો થાઓ કે ન થાઓ, પક્ષીઓ જેમ

પોતાનો ભાગ પડાવે છે તેવી રીતે સરકારે મહેસૂલ વસૂલ કરવાનું હોય છે? ખેડૂતોનાં દુઃખનું નિવારણ ન કરી શકતા હો તો ખુરશી પરથી નીચે ઊતરો; પ્રજાની સંભાળ રાખી માનભેર ખુરશી પર બેસી ન શકતા હો તો ખુરશી છોડી દો. ખુરશી પર ચોંટી રહેવાનો કોઈ સ્વતંત્ર ધર્મ નથી. મારા પૂરતું કહું તો પાક ખરાબ હોવાથી, આ વરસે આખું મહેસૂલ માફ થવું જોઈએ, એવો મારો અભિપ્રાય બંધાયો છે. કોઈએ મહેસૂલ માગવું નહીં અને માગે તોય કોઈએ આપવું નહીં, એમ કહેવા સિવાય આજની સ્થિતિમાં મને બીજો ઉપાય દેખાતો નથી.

અહીંની પ્રાન્તિક સમિતિની ખેડૂતસમિતિને મારી એક સૂચના છે. તેણે નમૂના દાખલ જુદા જુદા વિભાગમાંની પાંચપચીસ જગ્યાની ખેતી પ્રત્યક્ષ જોઈ ત્યાંની માહિતી આંકડા સાથે વ્યવસ્થિત ભેગી કરવી જોઈએ. તે તે સ્થળની સરકારી આનાવારી સાથે આ આંકડાની તુલના કરી ખેડૂતોની હાલત વિષે ગણિતની મદદથી સરકારની ખાતરી કરાવી શકાશે. પણ આ બાબતમાં લોકોને જોકે હું એક સૂચના આપવા માગું છું. આપણને અસત્યની જરાયે સૂગ રહી નથી. અસત્ય આપણો રોજનો વહેવાર થઈ પડ્યો છે. કોણ જાણે ક્યારનું આ અસત્ય આપણા સમાજમાં પેસી ગયું છે. એ સેંકડો વરસથી ચાલતું આવ્યું છે એમ મને લાગે છે. વહેવારમાં ખોટું બોલવું જરૂરી છે એવો જાણે આપણો પાકો ખ્યાલ બંધાઈ ગયો છે. રકઝક સિવાય કદી સોદો થાય જ નહીં. વણકર પોતાના માલના દસ પૈસા કહેશે અને ઘરાક તે બે પૈસામાં માગશે. આ આપણી રીત. દુકાનદાર અને ઘરાક વચ્ચે ચાલે છે તેવું જ સરકાર અને પ્રજા વચ્ચેના સંબંધમાં પણ ચાલે છે. સરકાર પાકની આંકણી ફાવે તેમ કરે છે અને પછી ખેડૂત પણ પાક બહુ ઓછો થયો છે, એમ બતાવે છે. દુકાનદાર અને ઘરાક વચ્ચેનો આ ખોટો વહેવાર જ્યારે નીકળી જવાનો હશે ત્યારે જશે, પણ

પ્રજા અને સરકાર એ બેના સંબંધમાં એ હોય તે બિલકુલ ન ચાલે. તેથી લોકોને મારું કહેવું છે કે, સાચી સ્થિતિ હોય તે જ બરાબર સરકારને જણાવવી. અતિશયોક્તિ કરવી નહીં.

હવે ગામની સરકાર વિષે મારે કહેવાનું છે તે કહું. ગણપતરાવને જે કંસ ને રાવણ જેવો દેખાય છે તે ટેનન્સી ઍક્ટ (ગણોતધારો) મેં જોયો છે. તેનો મરાઠી તરજુમો પણ કાયદાની મરાઠી ભાષાનો પરિચય થાય એટલા માટે હું જોઈ ગયો. તે વાંચતાં અને પરિસ્થિતિનું અવલોકન કરતાં મારો એવો અભિપ્રાય બંધાયો છે કે, એ કાયદો જમીનદારોના લાભમાં પણ નથી. મહેસૂલ ઉઘરાવવાની જવાબદારી જમીનદાર પર નાખી તેના બદલામાં ૪૦ ટકા મહેસૂલ સરકાર તેને આપે છે અને પોતે ૬૦ ટકા લે છે. જમીનદારો પર રહેલી આ જવાબદારી રદ કરી ૪૦ ટકા મહેસૂલ તદ્દન કમી કરવાથી જમીનદારોને કશું નુકસાન નથી. કારણ કે, જમીનદારીના એટલા નાના ભાગલા પડ્યા છે કે પાઈ અને બે પાઈના જમીનદારો પણ સંખ્યાબંધ પડ્યા છે. એટલે ખેડૂત પોતે જ મોટા ભાગનો જમીનદાર છે. એનો અર્થ એ થયો કે ખેડૂત તરીકે તેને ૪૦ ટકાની રાહત મળવાની છે. જે જે જમીનદારોની સાથે મારે વાત થઈ છે તે બધાને મારી વાત ગળે ઊતરી છે. ૪૦ ટકા રાહતથી થનારા નફાનુકસાનની બાદબાકી કરતાં ઘણાને ફાયદો થશે. વચલી કક્ષાના જમીનદારોને નફો કે નુકસાન કશું નહીં થાય. જે થોડાક મોટા જમીનદારો છે તેમનું થોડુંક નુકસાન થાય છે એમ દેખાશે. પણ તેય કાગળ પર જ. કારણ, વસૂલી માટે તેમને ખેડૂતો પર કોર્ટમાં દાવા માંડવા પડે છે. તેને અંગે તેમને ગાંઠના પૈસા ખર્ચવા પડે છે. ખેડૂત પાસેથી મહેસૂલ વસૂલ ન થાય તોપણ તેમને તો એટલી રકમ સરકારમાં ચૂકતે ભરવી જ પડે છે. આ બધી બાબતોનો હિસાબ કરતાં તેમને પણ ઝાઝું નુકસાન થાય તેમ નથી. પણ જેઓ ૧૬ આના જમીનદારો હશે, અથવા જેમની પોતાની

ખેતી બિલકુલ નહીં હોય, એવા જમીનદારોને થોડુંક નુકસાન થશે ખરું. એ બાબત જાણકાર માણસોની સમિતિએ બેસીને યોગ્ય વ્યવસ્થા કરવી જોઈએ. અને તે કરી શકાય એમ છે.

આ કેવળ આર્થિક નફાનુકસાનનો વિચાર થયો. પણ એની સાથે જ ધર્મનો, નીતિનો પણ વિચાર કરવો જોઈએ. હિન્દુસ્તાનની આજની અવદશામાં ખેડૂતો પાસેથી મહેસૂલ વસૂલ કરવાની જવાબદારી લેવી, તેને માટે ગરીબ ખેડૂતો પર દાવા માંડવા, અને એ બધાના બદલામાં ૪૦ ટકા મહેસૂલ પોતે લેવું એ મહાપાપ છે. આવી સ્થિતિમાં જમીનદારોએ પોતે થઈને સભાઓ ભરવી જોઈએ અને અમારાથી મહેસૂલની ઉઘરાણી થઈ શકતી નથી, અમારે આ જવાબદારી ન જોઈએ એમ સરકારને જણાવી દેવું જોઈએ. આ જમીનદારોની દલાલીને લીધે દુ:ખી અને પીડિત જનતાનો સરકાર સાથે સીધો સંબંધ બંધાતો નથી. જમીનદારો સરકારની ઢાલ બને છે. જમીનદારોએ વચ્ચે પડીને આ પાપ શા માટે પોતાને માથે વહોરવું? ધારો કે, આવતી કાલે સ્વરાજ્યને માટે લોકો નાકરની હિલચાલ ઉપાડે તો તે વખતે જમીનદારો દેશદ્રોહી ઠરશે. સરકાર અને જનતા એ બેની વચ્ચે તેમની સ્થિતિ સૂડી વચ્ચે સોપારી જેવી થશે, દાંત વચ્ચે રહેલી જીભ જેવી થશે. એટલા માટે હું તમને કહું છું કે, ખેડૂતોની માફક જમીનદારોએ પણ ૪૦ ટકા મહેસૂલ કમી કરવા વિષે ઠેકઠેકાણે સભાઓ ભરવી જોઈએ. તેમની સભામાં આ સૂચના મંજૂર રહેશે. ૪૦ ટકા કમિશન જતું કરવા તૈયાર થનારા જમીનદારો મને મળ્યા છે. મહાસભાએ યોગ્ય વખત આવ્યે ૫૦ ટકા મહેસૂલ ઘટાડવાની જાહેરાત કરી છે પણ આપણા મધ્ય પ્રાન્તમાં તાબડતોબ આવી રીતે ૪૦ ટકા મહેસૂલ ઘટાડી શકાય તેમ છે.

પણ આમ કરવું મુશ્કેલ કેમ બને છે? નાહક વર્ગયુદ્ધની કલ્પનાથી. વર્ગયુદ્ધની વાત શરૂ થતાં જમીનદારો પણ જીદ પકડે છે

અને જે કરવું હોય તે કરો, અમે અમારા હકો નહીં છોડીએ એમ કહે છે. એક જમીનદારે પોતાની પાસે ઇસ્ટ ઇંડિયા કંપની પાસેથી મળેલી સનદ હોવાનું મને કહ્યું. એમાં તેને यावच्चन्द्रदिवाकरौ જમીનદારીના હકો આપેલા છે એમ એ મને કહેતો હતો. મેં તેને કહ્યું, જ્યારે ચંદ્ર પણ નહીં હોય અને સૂર્ય પણ નહીં હોય એવી એક ઘડી આજે રાત્રે આવવાની છે. તે વખતે પેલી સનદનો દસ્તાવેજ બેધડક કાઢી શકાશે. વળી, પૂર્ણિમા બાદ કરતાં આવો વખત રોજ આવે છે. રાજ સરખાં રાજ આવે છે ને જાય છે ત્યાં તારા દસ્તાવેજની શી વિસાત? ગીતા કહે છે અને આપણે બધા જાણીએ છીએ કે, આ શરીર મૂકીને આપણને જવું પડે છે. દેહની બાબતમાં આવી સ્થિતિ હોય, ત્યાં કાગળની શી વાત? આ કાગળ પરની નકલી જમીનદારી લઈ બીજાનો દ્વેષ શા સારુ વહોરવો? ફેરફાર એટલે તેમાં કંઈક કડવીમીઠી હોય જ. જુવાનનો વૃદ્ધ થાય ત્યારે શું બને છે? વિચાર પરિપક્વ બને છે ને શરીર દૂબળું થાય છે. એવું ચાલ્યા જ કરવાનું. એમાં ડરવા જેવું શું છે? કુદરતનો એ નિયમ છે. કુદરતમાં હર ઘડીએ ફેરફાર થયા કરે છે અને તેથી જ જીવનમાં મજા છે. વહેતા પ્રવાહમાં જ સ્વચ્છતા હોય.

તેથી જ્યારે લોકો કહે છે કે, રાજસત્તા, લોકસત્તા, પ્રાન્તસત્તા કે મંડળસત્તા સારામાં સારી રાજ્યપદ્ધતિ છે, ત્યારે તેમનું કહેવું મારે ગળે ઊતરતું નથી. એમાં સાર એટલો જ છે કે એક પદ્ધતિથી કંટાળી જઈએ એટલે બીજીને સારી કહેવા લાગીએ છીએ. વાસ્તવિકપણે કોઈ પણ એક પદ્ધતિ હંમેશને માટે સારામાં સારી હોઈ શકતી નથી. જેને પેટનું દર્દ હોય છે તે માથાનું દર્દ આના કરતાં સારું એમ કહે છે. માથાના દર્દવાળો કહે છે, ખાંસી હોત તો સહન થાત, પણ આ ન જોઈએ. એનો સાર એટલો કે, માણસ હંમેશ પોતાના પર આવી પડેલા દુઃખમાંથી છૂટવા માગે છે. તે માટે તે સતત ફેરબદલ કર્યા કરે છે. પેશવા ગયા અને

અંગ્રેજો આવ્યા; લોકોને પેશવાઈ નાશ પામી તેનું દુઃખ ન થયું. અલ્ફિષ્ટન (એલ્ફિન્સ્ટન) સાહેબની કારકિર્દી શરૂ થઈ. લોકો અંગ્રેજી કાયદાનાં ગુણગાન કરવા લાગ્યા. વખતસર કામ, વખતસર રજા, જ્યાં જુઓ ત્યાં વ્યવસ્થા, બધું કાયદા પ્રમાણે ચાલે. લોકો કહેતા કે, આ અંગ્રેજ લોકો રામના વખતના વાંદરાઓ છે. રામે જ એમને રાજ્ય કરવા માટે અહીં મોકલ્યા છે. પણ આ કેટલા દિવસ ચાલ્યું? ૭૫ વરસ માંડ પૂરાં થયાં હશે એટલામાં રાષ્ટ્રીય મહાસભા સ્થપાઈ. અંગ્રેજી અમલથી નીપજતાં માઠાં પરિણામોનું લોકોને સારી પેઠે ભાન થવા લાગ્યું. એ રાજ બદલવાનો પ્રયત્ન તેમણે શરૂ કર્યો. ટૂંકમાં, માણસ હમેશ ચાલુ દુઃખમાંથી પોતાનો છુટકારો કરવા માટે ફેરબદલ કર્યા જ કરે છે. કોઈ એક વિશિષ્ટ શાસનપદ્ધતિની સાથે તેને સ્નાનસૂતક નથી. આપણે દુઃખી છીએ, દુઃખમાંથી છૂટવા માગીએ છીએ. આથી પશુપક્ષીઓ પણ આપણને આપણા કરતાં વધારે સુખી દેખાવા માંડે છે. 'પેલાં પક્ષીઓ કેવાં સ્વતંત્ર અને આનંદી છે તે જુઓ' એમ છોકરાઓએ અત્યારે ગાયું. તેં એ ક્યાંથી જાણ્યું? તારા દુઃખનો તને અનુભવ થાય છે તેથી તું પોતાને દુઃખી કહેવડાવે છે એ તો જાણે સમજ્યા. પણ એ પક્ષીઓ આનંદી છે, સ્વતંત્ર છે, એ વાત તું ક્યાંથી લાવ્યો? તમારામાંથી કોઈને પક્ષી થવું છે? પક્ષીઓ કેટલાં ભયભીત હોય છે, તેનો અનુભવ કરવો છે? પરમ દિવસે અહીંના એક બંગલામાં એક પક્ષી આવ્યું હતું. બધાં બારીબારણાં ખુલ્લાં હતાં. પણ તે એવું મૂંઝાયું કે ઘરની બહાર નીકળી ન શકે આપણે જાળમાં ફસાયા એમ તેને લાગ્યું. તે ઉપર ને ઉપર ચક્કર ચક્કર કરવા લાગ્યું. કેમે કરીને નીચે આવે નહીં. આખરે થાકીને નીચે પડ્યું. દગડૂએ તેને પકડી બારીમાંથી બહાર ફેંકી દીધું, એટલે તરત તે ભર્રર્ કરીને ઊડી ગયું. તે પોતાની કલ્પનાની જાળમાં સપડાયું હતું. અજ્ઞાનથી ઘેરાયું હતું. પક્ષી માણસ કરતાં

વધારે સુખી હોય એ શક્ય છે? આપણે માત્ર આપણા દુઃખને લીધે એમ કહીએ છીએ. મારે કહેવું હતું તે એ કે, આ કે તે વિશિષ્ટ પ્રથા, પદ્ધતિ, સ્થિતિ, વ્યવસ્થા કે સંસ્થા સૌથી શ્રેષ્ઠ છે એવું હંમેશ માટે નક્કી થયેલું નથી. વખતોવખત જરૂર પ્રમાણે પદ્ધતિ બદલતા રહેવું એ સૌથી સારી પદ્ધતિ. જમીનદારીની પદ્ધતિ કોઈ કાળે સારી હશે. આજે તેવી નથી. માટે તે બદલવી જોઈએ. એમ કરવામાં કોઈને નુકસાન નથી. આ વાત બધાને સમજાવવી જોઈએ. એ સમજાવવાનો આ પહેલો પ્રયત્ન છે એમ માનજો. કોઈને કંઈ શંકા હોય તો તે મને પછીથી મળે.

વર્ગનું અસ્તિત્વ ન હોવા છતાં વર્ગો કલ્પી તેમની વચ્ચે વધારામાં વર્ગવિગ્રહ માની લેવો એ એક બહુ વિચિત્ર ભૂલ છે. મને અહીં બિરબલ અને બાદશાહની એક વાત યાદ આવે છે. બાદશાહે એક વખત પોતાના જમાઈ પર ચિડાઈને બધા જમાઈઓને શૂળીએ ચડાવવાનું નક્કી કર્યું અને બિરબલને તે માટે શૂળીઓ તૈયાર કરવાનો હુકમ આપ્યો. બિરબલે એક સોનાની, એક ચાંદીની અને કેટલીક લોઢાની શૂળીઓ તૈયાર કરાવી. સોનાચાંદીની શૂળીઓ જોઈને બાદશાહે પૂછ્યું, આ કોને માટે છે? બિરબલે કહ્યું, સોનાની શૂળી આપને માટે છે અને ચાંદીની મારે માટે; કારણ કે આપણે પણ જમાઈ તો ખરા ને? એવું જ જમીનદારીની બાબતમાં થયું છે. જમીનદારીના એટલા બધા ભાગલા પડયા છે કે ખેડૂત જ જમીનદાર એવી લગભગ આજે સ્થિતિ છે. જમીનદારને શૂળીએ ચડાવો તો ખેડૂત પણ શૂળીએ ચડશે. હવે એટલું ખરું કે, કાલે જમીનદારી નાબૂદ કરવાની હિલચાલ ઊપડે તો કેટલાક અણુસમજુ જમીનદારો પોતાનું જુદું સંગઠન કાઢ્યા વિના નહીં રહે. પણ ચાર પાંચ માણસો થોડા વખત માટે સંગઠન કરે તેથી તેમનો વર્ગ બનતો નથી. અને તમને હું કહું છું કે, દુર્જનોનો એક સંગઠિત વર્ગ કદી જ બની શકતો નથી, એમ ચોક્કસ માનજો. સ્વાર્થને ખાતર તેઓ થોડા વખત માટે ભેગા થશે,

પણ એ જ કારણે તેમની વચ્ચે ફૂટ પડયા વિના નહીં રહે. તેમની વચ્ચે કાયમનો સહકાર અશકય છે. એટલે દુર્જનોના વર્ગની બીક રાખવાનું કારણ નથી. વર્ગ સજ્જનોનો જ થઈ શકે. વળી, આમજનતાના વિરોધમાં, ખેડૂતોના વિરોધમાં કોઈ પણ વર્ગ કે સંગઠન ટકી ન શકે. આજે જમીનદારી નાબૂદ કરવી એ જરૂરનું છે. એના જવાથી કોઈને નુકસાન થવાનું નથી. સૌનું હિત થવાનું છે.

પરંતુ ખામીવાળી પદ્ધતિ સામે ઝઘડવાનો માર્ગ કયો લેવો તે પણ જોવું જોઈએ. ધોરી રસ્તો એ કે, પદ્ધતિમાં જે ઝેર હોય તે પ્રથમ કાઢી નાખવું જોઈએ. એમ કરતાં એ પદ્ધતિ સાવ દોષમય હશે તો ઝેર કાઢતાંની સાથે તેનો અંત આવશે. તેનામાં કોઈ નિર્દોષ ભાગ હશે તો તે વિશુદ્ધ સ્વરૂપમાં ટકી રહેશે. કોઈ સુધારો કરતી વખતે અતિ દૂરના ભવિષ્યકાળની કાલ્પનિક ઘટનાનો વિચાર ન કરવો. એમ કરવા જતાં પ્રત્યક્ષ દુઃખનું નિવારણ કરવાનું એમ ને એમ રહી જાય છે. તેથી, હંમેશ જેવી વસ્તુસ્થિતિ હોય તેના પાયા પર ઉપાયની યોજના કરવી, કલ્પનાનાં મોજાં પર ઝોલાં ખાતા ન બેસવું. આપણો મુખ્ય ઝઘડો અંગ્રેજ સરકારની સાથે છે. અંગ્રેજી રાજ્ય હજી અહીંથી ગયું નથી. એ સ્થિતિમાં ડૉક્ટરો, પ્રોફેસરો, શાહુકારો, જમીનદારો, મિલમાલિકો વગેરેનો એક વર્ગ બનશે તેની ચિંતા આજે કરવાનું કારણ નથી. તેમનો વર્ગ બનશે તે વખતે વાત. આજે આપણી સામે મુખ્ય સવાલ અંગ્રેજોનો સામનો કરવાનો છે; એટલા માટે આપણે તે તરફ ખાસ ધ્યાન આપવું જોઈએ.

ખેતીવાડીની સુધારણા વગેરે બાબતો વિષે હવે થોડું કહી હું મારું ભાષણ પૂરું કરીશ. ખેતીના સુધારાને લગતી એમ તો અનેક બાબતો છે પણ આજે હું તમને એક નાનકડી વાત સૂચવું છું. તમે મધ્યપ્રાન્તના ખેડૂતો ખેતરમાં કપાસની કરાંઠી ત્રણ મહિના નાહક રહેવા દો છો. તે ઉખાડી કેમ નથી લેતા? વણુણી પૂરી થાય કે

તરત શિયાળામાં એને કાઢી નાખવી જોઈએ. ખેતરમાં એ એમ ને એમ બેસી રહેતી નથી, જમીનનો કસ શોષી લે છે. એક એકરમાં કપાસના ૭૦થી ૭૫ હજાર છોડ હોય છે. એમને વખતસર ખોદી કાઢવામાં ન આવે તો તે જમીનને કસ વિનાની બનાવી દીધા વિના ન રહે. આટલું જ કામ તમે કરશો તો હું આજનું મારું પ્રમુખ થવું લેખે લાગ્યું ગણીશ. ખેતીસુધારાની યોજના કર્યા સિવાય ખેડૂતની સ્થિતિ સુધરવાની નથી. મહેસૂલમાં ઘટાડો થઈ થઈને કેટલો થશે? એટલાથી ખેડૂતની સ્થિતિ કેવી રીતે સુધરવાની હતી? એનો અર્થ એવો નથી કે મહેસૂલ ઘટાડવું ન જોઈએ. મહેસૂલમાં સેંકડે પચાસ ટકા જેટલો ઘટાડો થવો જોઈએ એ મહાસભાની જાહેરાત જાણીતી છે. આ વરસે આખું મહેસૂલ માફ થવું જોઈએ એ પણ મેં કહ્યું છે. પણ એટલાથી કામ સરતું નથી. મારું કહેવાનું એ છે કે, એકલી મહેસૂલમાફી લઈ સરકારને છોડશો નહીં. ખેતીની ઉત્પાદક શક્તિ વધે, ભવિષ્યમાં પાક સારો આવે એવી કોઈ યોજનાઓ સરકાર પાસે માગો. સ્નાન વિના જેમ માણસ શોભતો નથી, તેમ કૂવા વિના ખેતીની શોભા નથી. દર દસ એકરે એક કૂવો હોવો જોઈએ. પથ્થર વૃત્રાસુર છે. તેણે પાણીનો પ્રવાહ રોકી રાખ્યો છે. તેને ફોડી પૃથ્વીના પેટાળમાં રોકાઈ રહેલા પાણીને ઉપર લાવવું જોઈએ. આ તરફ સરકારનું ધ્યાન કેમ નથી ખેંચતા? તમે આ માગણી કેમ નથી કરતા? એકલું મહેસૂલ ઘટે તેથી સંપત્તિમાં થોડો જ વધારો થવાનો છે? પાક થોડો જ વધવાનો છે?

ખેડૂતને ખેતી ઉપરાંત બીજા પેટા ધંધાઓની પણ જરૂર છે. એવા ધંધા વિના હિન્દનો ખેડૂત ખેતીમાં સુધારણા કરવા છતાં જીવી શકવાનો નથી. તમારે સરકારનું એ તરફ ધ્યાન ખેંચવું જોઈએ. અમારા ગામમાં તેલઘાણી શરૂ કરવી છે, વણાટકામ શરૂ કરવાનું છે, તે માટે આટલાં આટલાં. છોકરાંની મફત કેળવણીની સગવડ જોઈએ

છે તે કરી આપો એવી સરકાર પાસે તમે માગણી કરો. આવું આવું તમે કેમ નથી માગતા?

અને આ બધાંની સાથે સાથે પોતાના જીવનમાં પણ તમારે થોડાક સુધારા કરવા જોઈએ. ચંદ્રગ્રહણને દિવસે અને સોમવતી અમાસને દિવસે લોકો અહીં નદી પર નહાવા આવ્યા હતા. તેમણે ભક્તિભાવથી નદીમાં સ્નાન કર્યું. ભોજન પણ અહીં જ કર્યું. તેમની ઉજાણી (પિકનિક) જ કહો ને. પણ એના પર ધાર્મિક સંસ્કારની છાપ હતી. ઉજાણી પર એવી નથી હોતી. આ તો બધું ઠીક, પણ લોકો જ્યાં સ્નાન અને ભોજન કરતા ત્યાંથી થોડા જ અંતર પર શૌચવિધિ પતાવી લેતા. નદીમાં સ્નાન કરવું હિન્દુ ધર્મમાં પુણ્યકૃત્ય મનાયું છે. વેદમાં કહ્યું છે કે, उपह्वरे गिरीणां संगमे च नदीनाम् । धिया विप्रो अजायत (પર્વતોની ગુફામાં અને નદીના સંગમ પર જ્ઞાનપ્રાપ્તિ થાય છે). તીર્થસ્નાનનું આવું માહાત્મ્ય છે. પણ ત્યાં આવી સ્થિતિ છે! અહીંના બ્રાહ્મણો પણ નદીકાંઠે બેધડક શૌચ જાય છે. બ્રાહ્મણોનું નામ દઉં છું તેથી તેઓ મારા પર ગુસ્સે ન થાય. મારા તેમને નમસ્કાર છે. બ્રાહ્મણોનું નામ એટલા માટે લીધું કે તેઓ બધા વર્ણોના ગુરુ, સ્વચ્છ, પવિત્ર મનાય છે. હવે, આનો કંઈ ઉપાય છે? હા, ઉપાય છે. રામનું ધનુષ્ય કદી નકામું હોતું નથી. દૂરથી બાણ મારી શકાશે, કારણ પાસે જતા નથી. કેમ જવાય! આ ગંમત થઈ. પણ હું પૂરેપૂરી ગંભીરતાથી કહેવા માગું છું કે, આ પાપ એકવડું નથી, બેવડું નથી પણ ત્રેવડું છે. એમ ત્યાં ખુલ્લી જમીન પર મળ નાખવાથી કીમતી ખાતર નકામું જાય છે; આ થયું આર્થિક પાપ. મળ ઉઘાડો પડી રહે તેથી જમીન, હવા, પાણી દૂષિત થાય છે અને તેથી આરોગ્યનો નાશ થાય છે; એ બીજું પાપ. અને ધર્મહાનિ ઉઘાડી છે; એ ત્રીજું પાપ.

શરૂઆતમાં અહીં આપણને દરિદ્રાવસ્થામાંથી છોડાવવા વિશે પ્રભુની કરુણાની યાચના કરનારાં ગીતો છોકરાઓએ ગાયાં. એ

ગીતા મને ગમ્યાં નથી. આવાં દીન ગીતો છોકરાઓ પાસે શા માટે ગવડાવવાં? આપણે દૂબળા અને દીન કેવા? આપણને જેટલું સમજાય તેટલું કરી શકીએ તેવા છીએ. આ દીનતા ન જોઈએ. પરમેશ્વર પાસે માગવાનું હોય તો આવું દીનપણું અમારામાં ન હો, એ જ માગવું જોઈએ.

## ૧૭

## આજે ને આજે સામ્યવાદ

સોનેગાંવની ખાદીયાત્રામાં શિષ્ટ લોકોને માટે ગાદી રાખવામાં આવી હતી. ખરું જોતાં શિષ્ટ લોકોને માટે કહેવા કરતાં વિશેષ લોકોને માટે કહેવું જોઈએ; કારણ કે, ત્યાં આવેલા બાકીના લોકો પણ શિષ્ટ હતા. તે વખતે મારે કહેવું પડેલું કે, "ખાદીને અને ગાદીને બનતું નથી. બન્ને વચ્ચે લડાઈ છે અને એ લડાઈમાં ગાદીની જીત થવાની હોય તો બહેતર છે કે, આપણે ખાદી છોડી દઈએ."

લોકો કહેશે, "ખાદીની પણ ગાદી બને છે." હા, બને છે. દ્રાક્ષનો પણ દારૂ બને છે. પણ તે ન બનાવવો જોઈએ અને એની દ્રાક્ષમાં ગણના ન થાય એ જ ઇષ્ટ છે.

હું કહું છું તેનો ભાવાર્થ ધ્યાનમાં લેજો. માંદા, દૂબળા કે ઘરડાઓ માટે ગાદીની વ્યવસ્થા કરવી એ એક વાત છે અને શિષ્ટ ગણાતા લોકો માટે, બીજા લોકોથી તેમને જુદા પાડવા માટે, ગાદી રાખવી એ બીજી વાત છે. આ બીજી જાતની ગાદી સાથે ખાદીનો વિરોધ છે.

હમેશ એદી લોકોની કે માંકણની સોબતમાં રહેનારી ગાદી શિષ્ટ લોકો માટે રાખવામાં, ખરું જોતાં, એ શિષ્ટોનું સન્માન નથી થતું, અપમાન થાય છે. દુર્દૈવ છે કે, શિષ્ટોને પણ એ અપમાન

છે તે કરી આપો એવી સરકાર પાસે તમે માગણી કરો. આવું આવું તમે કેમ નથી માગતા?

અને આ બધાંની સાથે સાથે પોતાના જીવનમાં પણ તમારે થોડાક સુધારા કરવા જોઈએ. ચંદ્રગ્રહણને દિવસે અને સોમવતી અમાસને દિવસે લોકો અહીં નદી પર નહાવા આવ્યા હતા. તેમણે ભક્તિભાવથી નદીમાં સ્નાન કર્યું. ભોજન પણ અહીં જ કર્યું. તેમની ઉજાણી (પિકનિક) જ કહો ને. પણ એના પર ધાર્મિક સંસ્કારની છાપ હતી. ઉજાણી પર એવી નથી હોતી. આ તો બધું ઠીક, પણ લોકો જ્યાં સ્નાન અને ભોજન કરતા ત્યાંથી થોડા જ અંતર પર શૌચવિધિ પતાવી લેતા. નદીમાં સ્નાન કરવું હિન્દુ ધર્મમાં પુણ્યકૃત્ય મનાયું છે. વેદમાં કહ્યું છે કે, उपह्वरे गिरीणां संगमे च नदीनाम् । धिया विप्रो अजायत (પર્વતોની ગુફામાં અને નદીના સંગમ પર જ્ઞાનપ્રાપ્તિ થાય છે). તીર્થસ્નાનનું આવું માહાત્મ્ય છે. પણ ત્યાં આવી સ્થિતિ છે! અહીંના બ્રાહ્મણો પણ નદીકાંઠે બેધડક શૌચ જાય છે. બ્રાહ્મણોનું નામ દઉં છું તેથી તેઓ મારા પર ગુસ્સે ન થાય. મારા તેમને નમસ્કાર છે. બ્રાહ્મણોનું નામ એટલા માટે લીધું કે તેઓ બધા વર્ણોના ગુરુ, સ્વચ્છ, પવિત્ર મનાય છે. હવે, આનો કંઈ ઉપાય છે? હા, ઉપાય છે. રામનું ધનુષ્ય કદી નકામું હોતું નથી. દૂરથી બાણ મારી શકાશે, કારણ પાસે જતા નથી. કેમ જવાય! આ ગંમત થઈ. પણ હું પૂરેપૂરી ગંભીરતાથી કહેવા માગું છું કે, આ પાપ એકવડું નથી, બેવડું નથી પણ ત્રેવડું છે. ગમે ત્યાં ખુલ્લી જમીન પર મળ નાખવાથી કીમતી ખાતર નકામું જાય છે; આ થયું આર્થિક પાપ. મળ ઉઘાડો પડી રહે તેથી જમીન, હવા, પાણી દૂષિત થાય છે અને તેથી આરોગ્યનો નાશ થાય છે; એ બીજું પાપ. અને ધર્મહાનિ ઉઘાડી છે; એ ત્રીજું પાપ.

શરૂઆતમાં અહીં આપણને દરિદ્રાવસ્થામાંથી છોડાવવા વિષે પ્રભુની કરુણાની યાચના કરનારાં ગીતો છોકરાઓએ ગાયાં. એ

ગીતો મને ગમ્યાં નથી. આવાં દીન ગીતો છોકરાઓ પાસે શા માટે ગવડાવવાં? આપણે દૂબળા અને દીન કેવા? આપણને જેટલું સમજાય તેટલું કરી શકીએ તેવા છીએ. આ દીનતા ન જોઈએ. પરમેશ્વર પાસે માગવાનું હોય તો આવું દીનપણું અમારામાં ન હો, એ જ માગવું જોઈએ.

## ૧૭

## આજે ને આજે સામ્યવાદ

સોનેગાંવની ખાદીયાત્રામાં શિષ્ટ લોકોને માટે ગાદી રાખવામાં આવી હતી. ખરું જોતાં શિષ્ટ લોકોને માટે કહેવા કરતાં વિશેષ લોકોને માટે કહેવું જોઈએ; કારણ કે, ત્યાં આવેલા બાકીના લોકો પણ શિષ્ટ હતા. તે વખતે મારે કહેવું પડેલું કે, "ખાદીને અને ગાદીને બનતું નથી. બન્ને વચ્ચે લડાઈ છે અને એ લડાઈમાં ગાદીની જીત થવાની હોય તો બહેતર છે કે, આપણે ખાદી છોડી દઈએ."

લોકો કહેશે, "ખાદીની પણ ગાદી બને છે." હા, બને છે. દ્રાક્ષનો પણ દારૂ બને છે. પણ તે ન બનાવવો જોઈએ અને એની દ્રાક્ષમાં ગણના ન થાય એ જ ઇષ્ટ છે.

હું કહું છું તેનો ભાવાર્થ ધ્યાનમાં લેજો. માંદા, દૂબળા કે ઘરડાઓ માટે ગાદીની વ્યવસ્થા કરવી એ એક વાત છે અને શિષ્ટ ગણાતા લોકો માટે, બીજા લોકોથી તેમને જુદા પાડવા માટે, ગાદી રાખવી એ બીજી વાત છે. આ બીજી જાતની ગાદી સાથે ખાદીનો વિરોધ છે.

હમેશ એદી લોકોની કે માંકણની સોબતમાં રહેનારી ગાદી શિષ્ટ લોકો માટે રાખવામાં, ખરું જોતાં, એ શિષ્ટોનું સન્માન નથી થતું, અપમાન થાય છે. દુર્દૈવ છે કે, શિષ્ટોને પણ એ અપમાન ન

જેવું લાગતું નથી. આપણે શંકરાચાર્યની પણ ‘ખાદી’ બનાવીએ છીએ. શંકરાચાર્ય કહી ગયા કે, कौपीनवन्तः खलु भाग्यवन्तः (લંગોટી વાપરનારા જ ખરેખરા ભાગ્યશાળી છે). બીજા કોઈને આ વાત માન્ય થાય કે ન થાય, પણ કંઈ નહીં તો આચાર્ય-ભક્તોને થવી જોઈએ.

રાષ્ટ્રો ચડે છે અને પડે છે. એદીપણું, વિલાસિતા કે ગંદાપણું કદી ઉપર ચડતાં નથી. ‘આપણે ધર્મને ખાતર ફકીરી લીધી છે,’ એમ શિવાજી મહારાજ કહેતા. પેશવા પાણીપતની લડાઈ માટે સહકુટુંબ સહપરિવાર ગયા અને હારીને પાછા આવ્યા! ગિબન કહે છે, रोम चढ्युं शाथी? सादी रहेणीथी. रोम पड्युं शाथी? चैनबाजीथी.

થોડાં વરસ પર અસહકારની શરૂઆત વખતે રાષ્ટ્રના જુવાનોમાં તેમ જ ઘરડાઓમાં, પુરુષોમાં તેમ જ સ્ત્રીઓમાં, ત્યાગવૃત્તિનો તેમ જ બહાદુરીનો સંચાર થવા માંડ્યો હતો. સત્તર સત્તર આને વાર અને કંતાન જેવી જાડી ખાદી લોકો અભિમાનથી વેચતા ને અભિમાનપૂર્વક ખરીદતા હતા. પછી ધીમે ધીમે આપણે ખાદીનાં જુદી જાતનાં ગુણગાન કરવા લાગ્યા. ખાદી વેચનારાઓ અભિમાનપૂર્વક કહેવા લાગ્યા, જુઓ, હવે ખાદીની કેવી પ્રગતિ થઈ છે! તદ્દન અદ્યતન (अप–टु–डेट) પોશાક — વિલાસી, ભપકાદાર, મુલાયમ, જેવો જોઈએ તેવો પોશાક — ખાદીનો બનાવી શકાય છે. અને વળી અમારિના પ્રમાણમાં કેટલો બધો સસ્તો! ખાદી ખરીદનારાઓ કહેવા લાગ્યા, ખાદીના આ ગુણ ઉત્તરોત્તર વધતા જાઓ અને ખાદી મિલની પૂરી બરાબરી કરો. પણ મિલની પૂરેપૂરી બરાબરી કરવાની હોય તો પછી ખાદી શા માટે જોઈએ એ વાત તેમના ખ્યાલમાં આવી નહીં. મિલ શી ખોટી છે? વૈદ્ય પોતાની દવાનાં વખાણ કરવા લાગ્યો, ‘સસ્તી દવા છે, પરહેજી વગેરે કશાની જરૂર નથી!’ દરદી ઉત્સાહમાં આવી ગયો. એ દવામાં જરાયે ગુણ નથી એ વાતનો એને ખ્યાલ ન રહ્યો.

ગેરસમજ ન થવા દેશો. મજૂરોને પૂરેપૂરી મજૂરી આપી ખાદી બને તેટલી સસ્તી કરવાનું આપણું કામ નથી એમ હું નથી કહેવા માગતો: તેજ પ્રમાણે બધા લોકોની બધી જાતના વપરાશની સગવડ કરવી એ અયોગ્ય છે એમ પણ માનવાનું નથી. મારું કહેવું કઈ વાતને મહત્ત્વ આપવું એ છે. આંખ બગડી હોય તો તેને માટે ચશ્માની સગવડ જરૂર કરવી જોઈએ. પણ रूप पाहतां लोचनीं सुख झालें वो साजणी (હે સજની, રૂપ જોતાં જોતાં આંખે ટાઢક વળી) એ ભજન ગાવાની એ જગ્યા ન હોય.

જ્ઞાનદેવનું આ વચન ઉચ્ચારતાંની સાથે એક પ્રસંગ યાદ આવ્યો. એક રસિક દૃષ્ટિવાળો કલાધર પંઢરપુર જઈ આવ્યો અને ઈંટ પર ઊભેલા જડસુનું (ठोंब्याचें) દર્શન કરી આવ્યો. મને કહેવા લાગ્યો, रूप पाहतां लोचनीं, सांवळें सुंदर रूप मनोहर, વગેરે પોકાર (स्लोगन्स) આ લોકો મોટ મોટેથી બોલે છે પણ મને તો એ 'મૂરત' જોઈ એવો કશો અનુભવ ન થયો. ઢંગધડા વગરનો ખડબચડો આકાર; કેવળ પથરો! શિલ્પકાર અને ભક્તગણ બન્ને યદૃચ્છાલાભથી સંતુષ્ટ થયા હોવા જોઈએ, એમ કહ્યા વિના ચાલતું નથી. પંચતંત્રના ત્રણ ધૂર્તોએ જેમ વાત કરી કરીને બકરાનો કૂતરો બનાવ્યો તે પ્રમાણે આ લોકોએ બૂમ બરાડા પાડી પાડીને આ ખડબચડા ને ઢંગધડા વગરના પથરામાં સૌંદર્ય આરોપવાનું નક્કી કર્યું હોય એમ લાગે છે. મેં કહ્યું, "હા, સંસારની ભીમા નદીમાં ગોથાં ખાનારા લોકોને બહાર કાઢવા માટે જેણે કેડ કસી છે તેનું શરીર મજબૂત ખડતલ, ચીવટ અને કઠણ હોય એમાં જ સુંદરતા હોય. શેષશય્યા પર આળોટનારા કે પંચાયતનનું આસન જમાવીને ફોટો પડાવવા માટે તૈયાર થયેલા દેવતાનું તે અનુકરણ કરત તો તેની ફજેતી ન થાત કે! રામદાસે શિવાજીને શીખવ્યું કે, चातुर्यें शृंगारे अन्तर । वस्त्रें शृंगारे शरीर । दोहींमध्यें कोण थोर । बरें पहा ॥ ચાતુર્યથી જે પોતાના અન્તરને શણગારે છે અને વસ્ત્રથી જે શરીરને શણગારે છે તે એમાં

શ્રેષ્ઠ કોણ તેનો વિચાર કરો. તેથી જ શિવાજીને ખડતલ માવળાઓ મળ્યા.

મારા સમાજવાદી મિત્ર કહેશે, "તમે પાછા તમારી જાત પર જઈ અને દરિદ્રનારાયણની પૂજા કરવા મંડયા. અમે દારિદ્રયના પૂજારી નથી, વૈભવના પૂજારી છીએ." હું કહું છું: "અરે ભાઈ, સાવ ખાલી મગજ ન રાખ. આપણે 'દારિદ્રય'ને નારાયણ કહીએ છીએ? ના, 'દરિદ્ર'ને નારાયણ કહીએ છીએ. અને દરિદ્રને નારાયણ કહ્યો એટલે શ્રીમંત નારાયણ નથી એવો અર્થ કાઢવાનો છે શું? હું બ્રહ્મ છું, એમ કહ્યું એટલે તું બ્રહ્મ નથી એવો અર્થ નથી થતો. તું પણ બ્રહ્મ છે. થયું સમાધાન? દરિદ્ર પણ નારાયણ છે, અને શ્રીમંત પણ નારાયણ છે. દરિદ્રનારાયણની પૂજા તેનું દારિદ્રય દૂર કરવાથી થાય છે અને શ્રીમંતનારાયણની પૂજા સાચો શ્રીમંતાઈનો અર્થ સમજાવીને તેને ત્યાગ કરવાને પ્રેરવાથી થાય છે; અને તારા જેવા મૂર્ખનારાયણનો ભેટો થાય એટલે તેની પૂજા આખી વસ્તુ આવી રીતે વિશદ કરીને તેને સમજાવવાથી થાય છે! ખરું કે નહીં?"

પણ તદ્દન અર્થ વગરનો ન ગણાય એવો આ વિનોદ જવા દઈએ. સમાજવાદી મિત્રને વૈરાગ્યની વાત ગળે ન ઊતરે અને વૈભવની ઊતરતી હોય તો તે લઈને આગળ ચાલીએ. વૈભવ કોને કહે છે અને તે કેવી રીતે મેળવવો પડે છે એ પ્રશ્નો પણ આપણે જવા દઈએ. પણ સમાજવાદી સામ્યવાદી તો ખરો ને? બેચાર લોકોને માટે ગાદી અને બાકીના બધાંને માટે ફાટ્યુંતૂટ્યું પાથરણું અથવા ધૂળ — એ વાત તો તેને રુચતી નથી ને? અને ખાદીનો ગાદી સાથે ઝઘડો છે એમ કહેતી વખતે મુખ્યત્વે આ અર્થ મારા ખ્યાલમાં હતો. બધા લોકો માટે ગાદી પાથરી હોત તો સાવ જુદો સવાલ હતો. પણ તેમ કરવું શક્ય ન હતું. અને શક્ય ન હતું એટલું જ નહીં, બિલકુલ ઇષ્ટ પણ ન હતું એ ધ્યાનમાં આવવું જોઈતું હતું.

આપણા કેટલાક લોકોમાં હાલ એક તરફથી સામ્યવાદ અને બીજી તરફથી અસમાન વર્તન એ બેનું જોર છે. બન્ને જાણે હળીમળીને નિરાંતે એકત્ર રહેવા લાગ્યાં છે. ફૈઝપુરની મહાસભા કરતાં હરિપુરાની મહાસભામાં વિષમતાએ પ્રગતિ કરી. પ્રમુખ, વિશિષ્ટ પુરુષો, શિષ્ટ આગેવાનો, સામાન્ય આગેવાનો, પ્રતિનિધિઓ, માનનીય પ્રેક્ષકો, અને ગામડાંની જનતા, એ બધાંના નોખા વર્ગ પાડી દરેકની તે ધોરણે વ્યવસ્થા કરવામાં આવી હતી. ગાંધીજીને તેથી તીવ્ર દુઃખ થયું હતું, એ વાત હવે સૌ કોઈ જાણે છે. પણ વર્તનની આ વિષમતા વિશિષ્ટ પ્રસંગોએ જ પ્રગટ થાય છે એવું નથી. આપણા જીવનમાં અને મનમાં તે રહેલી છે. મજૂરોને પૂરી મજૂરી આપવી કે ન આપવી, તેની ચર્ચા થઈ શકે છે. વ્યવસ્થાપકોને પૂરું વેતન આપવું કે નહીં, એવો સવાલ કદી ઊભો થતો નથી. જેમને આપણે ગામડાંમાં કામ કરવા માટે મોકલીએ છીએ તેમણે પોતાનું જીવનધોરણ ગામડાને અનુરૂપ રાખવું જોઈએ એમ આપણે કહીએ છીએ. તેમને ગામડાંમાં મોકલનારા અને એમ કહેનારા આપણને આપણે પોતે એવી રીતે વર્તવાનો પ્રયત્ન કરવાની જરૂર છે, એ વાતનું તીવ્ર ભાન — અને કદી કદી તો જરા સરખું પણ ભાન — હોતું નથી. સામ્યની તફાવત સાથે ભલે દુશ્મનાવટ હોય, પણ વિવેકની સાથે તો નથી! તેથી ઘરડાઓ માટે આપણે ગાદી માન્ય કરી છે. તેવી જ રીતે ગામડાંમાં જનારા જુવાન કાર્યકર્તાઓ અને તેમને ત્યાં મોકલનારા પ્રૌઢ આગેવાનો એ બન્નેના જીવનમાં થોડોઘણો તફાવત હોય તો તેટલો વિવેક ભલે થાય. તેથી સામ્યતત્ત્વની પણ તેને અંગે ફરિયાદ નહીં રહે. પણ જે તફાવત હોય છે તે થોડોઘણો નથી હોતો. સામાન્યપણે તે ઘણો જ સ્થૂળ, તરત આંખે ચડે એવો, બલ્કે આંખમાં ખૂંચે એવો હોય છે. આ વિષમ વૈભવને હું ગાદી કહું છું; અને તેનું ખાદીની સાથે હાડવેર છે એમ કહું છું.

શ્રેષ્ઠ કોણ તેનો વિચાર કરો. તેથી જ શિવાજીને ખડતલ માવળાઓ મળ્યા.

મારા સમાજવાદી મિત્ર કહેશે, "તમે પાછા તમારી જાત પર જઈ અને દરિદ્રનારાયણની પૂજા કરવા મંડ્યા. અમે દારિદ્ર્યના પૂજારી નથી, વૈભવના પૂજારી છીએ." હું કહું છું: "અરે ભાઈ, સાવ ખાલી મગજ ન રાખ. આપણે 'દારિદ્ર્ય'ને નારાયણ કહીએ છીએ? ના, 'દરિદ્ર'ને નારાયણ કહીએ છીએ. અને દરિદ્રને નારાયણ કહ્યો એટલે શ્રીમંત નારાયણ નથી એવો અર્થ કાઢવાનો છે શું? હું બ્રહ્મ છું, એમ કહ્યું એટલે તું બ્રહ્મ નથી એવો અર્થ નથી થતો. તું પણ બ્રહ્મ છે. થયું સમાધાન? દરિદ્ર પણ નારાયણ છે, અને શ્રીમંત પણ નારાયણ છે. દરિદ્રનારાયણની પૂજા તેનું દારિદ્ર્ય દૂર કરવાથી થાય છે અને શ્રીમંતનારાયણની પૂજા સાચો શ્રીમંતાઈનો અર્થ સમજાવીને તેને ત્યાગ કરવાને પ્રેરવાથી થાય છે; અને તારા જેવા મૂર્ખનારાયણનો ભેટો થાય એટલે તેની પૂજા આખી વસ્તુ આવી રીતે વિશદ કરીને તેને સમજાવવાથી થાય છે! ખરું કે નહીં?"

પણ તદ્દન અર્થ વગરનો ન ગણાય એવો આ વિનોદ જવા દઈએ. સમાજવાદી મિત્રને વૈરાગ્યની વાત ગળે ન ઊતરે અને વૈભવની ઊતરતી હોય તો તે લઈને આગળ ચાલીએ. વૈભવ કોને કહે છે અને તે કેવી રીતે મેળવવો પડે છે એ પ્રશ્નો પણ આપણે જવા દઈએ. પણ સમાજવાદી સામ્યવાદી તો ખરો ને? એકચાર લોકોને માટે ગાદી અને બાકીના બધાને માટે ફાટ્યુંતૂટ્યું પાથરણું અથવા ધૂળ — એ વાત તો તેને રુચતી નથી ને? અને ખાદીનો ગાદી સાથે ઝઘડો છે એમ કહેતી વખતે મુખ્યત્વે આ અર્થ મારા ખ્યાલમાં હતો. બધા લોકો માટે ગાદી પાથરી હોત તો સાવ જુદો સવાલ હતો. પણ તેમ કરવું શક્ય ન હતું. અને શક્ય ન હતું એટલું જ નહીં, બિલકુલ ઇષ્ટ પણ ન હતું એ ધ્યાનમાં આવવું જોઈતું હતું.

આપણા કેટલાક લોકોમાં હાલ એક તરફથી સામ્યવાદ અને બીજી તરફથી અસમાન વર્તન એ બેનું જોર છે. બન્ને જાણે હળીમળીને નિરાંતે એકત્ર રહેવા લાગ્યાં છે. ફૈઝપુરની મહાસભા કરતાં હરિપુરાની મહાસભામાં વિષમતાએ પ્રગતિ કરી. પ્રમુખ, વિશિષ્ટ પુરુષો, શિષ્ટ આગેવાનો, સામાન્ય આગેવાનો, પ્રતિનિધિઓ, માનનીય પ્રેક્ષકો, અને ગામડાંની જનતા, એ બધાંના નોખા વર્ગ પાડી દરેકની તે ધોરણે વ્યવસ્થા કરવામાં આવી હતી. ગાંધીજીને તેથી તીવ્ર દુઃખ થયું હતું, એ વાત હવે સૌ કોઈ જાણે છે. પણ વર્તનની આ વિષમતા વિશિષ્ટ પ્રસંગોએ જ પ્રગટ થાય છે એવું નથી. આપણા જીવનમાં અને મનમાં તે રહેલી છે. મજૂરોને પૂરી મજૂરી આપવી કે ન આપવી, તેની ચર્ચા થઈ શકે છે. વ્યવસ્થાપકોને પૂરું વેતન આપવું કે નહીં, એવો સવાલ કદી ઊભો થતો નથી. જેમને આપણે ગામડાંમાં કામ કરવા માટે મોકલીએ છીએ તેમણે પોતાનું જીવનધોરણ ગામડાને અનુરૂપ રાખવું જોઈએ એમ આપણે કહીએ છીએ. તેમને ગામડાંમાં મોકલનારા અને એમ કહેનારા આપણને આપણે પોતે એવી રીતે વર્તવાનો પ્રયત્ન કરવાની જરૂર છે, એ વાતનું તીવ્ર ભાન — અને કદી કદી તો જરા સરખું પણ ભાન — હોતું નથી. સામ્યની તફાવત સાથે ભલે દુશ્મનાવટ હોય, પણ વિવેકની સાથે તો નથી! તેથી ઘરડાઓ માટે આપણે ગાદી માન્ય કરી છે. તેવી જ રીતે ગામડાંમાં જનારા જુવાન કાર્યકર્તાઓ અને તેમને ત્યાં મોકલનારા પ્રૌઢ આગેવાનો એ બન્નેના જીવનમાં થોડોઘણો તફાવત હોય તો તેટલો વિવેક ભલે થાય. તેથી સામ્યતત્ત્વની પણ તેને અંગે ફરિયાદ નહીં રહે. પણ જે તફાવત હોય છે તે થોડોઘણો નથી હોતો. સામાન્યપણે તે ઘણો જ સ્થૂળ, તરત આંખે ચડે એવો, બલ્કે આંખમાં ખૂંચે એવો હોય છે. આ વિષમ વૈભવને હું ગાદી કહું છું; અને તેનું ખાદીની સાથે હાડવેર છે એમ કહું છું.

## ૧૮

# રચનાત્મક કાર્યક્રમ

હાલ હિંદુસ્તાનમાં આઝાદીની લડતની વાત ચાલે છે. હવે જે લડત થવાની છે તે છેવટની લડત હશે એમ કેટલાક લોકો કહે છે. અને દ્રષ્ટાઓ એટલે સુધી ભવિષ્ય ભાખે છે કે, સ્વરાજ હવે અનેક કારણોને લઈને દૃષ્ટિની તો શું, હાથની મર્યાદામાં પણ આવી ગયું માનો.

અનેક કારણોને લીધે સ્વરાજ નજીક આવેલું હોય, પણ સ્વને કારણે તે કેટલું નજીક આવ્યું છે એ સ્વરાજની બાબતમાં મુખ્ય સવાલ છે. સ્વરાજ અનેક કારણોને લીધે મળતું નથી; તે એક જ કારણને લીધે, સ્વ-કારણને લીધે મળે છે.

ત્યાં યુરોપમાં એક મહાયુદ્ધ ચાલે છે. વરુના મોઢામાં ગયેલા ઘેટાં બની શકે તો જીવતાં, નહીં તો મરી ગયેલાં પણ, બહાર કાઢવા માટે આ યુદ્ધ અમે માથે લીધું છે, એમ સામી બાજુનાં વરુ કહે છે. આ આઠ મહિનાના ગાળામાં હજી મોઢામાં ગયેલાં જૂનાં ઘેટાં બહાર નીકળવાની નિશાની દેખાતી નથી પણ નવાં / ઘેટાં મોંમાં ભરવાનો કાર્યક્રમ ચાલુ છે. આ તરફ સામી બાજુનાં વરુઓના પેટમાં ભરાઈ પડેલાં મોટાં મોટાં અધમૂઆં ઘેટાં આ બન્ને બાજુનાં વરુઓની મારામારીમાં આપણે ચોક્કસ ઓકાઈને બહાર ફેંકાઈશું એવી ખોટી આશા સેવે છે.

આવી આ એક ઈસપનીતિકથા છે. તેનો સાર કાઢવાનું ઈસપને સોંપી આપણે આગળ વધીએ. યુરોપની લડાઈ હિંસક સાધનો વડે અને હિંસક આશય પાર પાડવાને ચાલી રહી છે. આપણી લડાઈ અહિંસક

થોડા દિવસ પર અમારે ત્યાં વાત ચાલતી હતી. આશ્રમની વસાહત મોટી થતી જાય છે. એને માટે નવી જમીન લઈ ગ્રામ-રચનાના શાસ્ત્ર મુજબ હવે વ્યવસ્થિતપણે આંકણી કરવી એવો વિચાર હતો. વણકરો, કાંતનારાઓ, સુથાર વગેરે મજૂરો; વ્યવસ્થાપકો, કુટુંબ-વાળાઓ, કાર્યાલયના કાર્યકર્તાઓ, આશ્રમવાસીઓ, મહેમાનો વગેરે માટે કેવી જાતનાં ઘર બાંધવાં, એમ મને પૂછવામાં આવ્યું. પૂછનાર આને અંગે પોતે સામ્યપૂજક હતો અને હું સામ્યવાદી છું એ વાત તે જાણતો હતો. મેં સ્વગત અને પ્રગટપણે કહ્યું, 'મને દાળ પચતી નથી તેથી હું દહીં ખાઉં છું. અને મજૂરને દહીં ભાવતું હોય તોપણ તે દાળ પચાવી શકે છે એટલે દાળથી ચલાવી લે છે. આટલી વિષમતા આપણે વિવેકને નામે જીરવી લીધી એમ માનીએ. પણ ઘર પણ આપણને જુદી જુદી જાતનાં જોઈએ? મજૂરના જેવું ઘર મને કેમ ન ચાલે? અથવા મારા જેવું ઘર તેને માટે કેમ ન બંધાવ?"

વૈરાગ્યને નામે વાત કરો કે વૈભવને નામે, પણ વિષમતા સહન ન કરશો. એ જ આત્મૌપમ્ય. સાચો સામ્યવાદ પણ એ જ. અને એ આજે ને આજે અમલમાં મુકાવો જોઈએ. ખાલી સામ્ય-વાદની વાતનું મહત્ત્વ નથી. આજે ને આજે સામ્યવાદ મહત્ત્વનો છે. આજે ને આજે સામ્યવાદ અમલમાં શી રીતે મૂકવો એની યુક્તિને અહિંસા કહે છે. અહિંસા કહે છે, તારી જાતથી શરૂઆત કર એટલે આજે ને આજે આરંભ થશે. અહિંસાની નિશાની ખાદી છે. ખુદ ખાદી ભેદભાવ સહન કરે તો પોતાનું ગળું પોતાને હાથે તેણે કાપી નાખ્યું એમ કહેવું પડે.

'ખાદીને ગાદી સાથે બનતું નથી' એ સૂત્રમાં આનો બધો અર્થ ભરેલો છે.

## ૧૮

# રચનાત્મક કાર્યક્રમ

હાલ હિંદુસ્તાનમાં આઝાદીની લડતની વાત ચાલે છે. હવે જે લડત થવાની છે તે છેવટની લડત હશે એમ કેટલાક લોકો કહે છે. અને દ્રષ્ટાઓ એટલે સુધી ભવિષ્ય ભાખે છે કે, સ્વરાજ હવે અનેક કારણોને લઈને દૃષ્ટિની તો શું, હાથની મર્યાદામાં પણ આવી ગયું માનો.

અનેક કારણોને લીધે સ્વરાજ નજીક આવેલું હોય, પણ સ્વને કારણે તે કેટલું નજીક આવ્યું છે એ સ્વરાજની બાબતમાં મુખ્ય સવાલ છે. સ્વરાજ અનેક કારણોને લીધે મળતું નથી; તે એક જ કારણને લીધે, સ્વ-કારણને લીધે મળે છે.

ત્યાં યુરોપમાં એક મહાયુદ્ધ ચાલે છે. વરુના મોઢામાં ગયેલા ઘેટાં બની શકે તો જીવતાં, નહીં તો મરી ગયેલાં પણ, બહાર કાઢવા માટે આ યુદ્ધ અમે માથે લીધું છે, એમ સામી બાજુનાં વરુ કહે છે. આ આઠ મહિનાના ગાળામાં હજી મોઢામાં ગયેલાં જૂનાં ઘેટાં બહાર નીકળવાની નિશાની દેખાતી નથી પણ નવાં / ઘેટાં મોંમાં ભરવાનો કાર્યક્રમ ચાલુ છે. આ તરફ સામી બાજુનાં વરુઓના પેટમાં ભરાઈ પડેલાં મોટાં મોટાં અધમૂઆં ઘેટાં આ બન્ને બાજુનાં વરુઓની મારામારીમાં આપણે ચોક્કસ ઓકાઈને બહાર ફેંકાઈશું એવી ખોટી આશા સેવે છે.

આવી આ એક ઈસપનીતિકથા છે. તેનો સાર કાઢવાનું ઈસપને સોંપી આપણે આગળ વધીએ. યુરોપની લડાઈ હિંસક સાધનો વડે અને હિંસક આશય પાર પાડવાને ચાલી રહી છે. આપણી લડાઈ અહિંસા

સાધનો વડે અહિંસક ઉદ્દેશ પાર પાડવા માટે છે. આમ એ બેમાં મોટો તફાવત હોય તોપણ એ હિંસક લડાઈમાં પણ આપણે લેવા જેવું ઘણું છે. સાધનો ગમે તેવાં હોય, પણ આજકાલની લડાઈ સામુદાયિક અને સર્વાંગી સહકારનો એક મોટો પ્રયત્ન હોય છે. આ પ્રયત્નનું ફળ ભલે વિધ્વંસક હોય, અને તેનો ઉદ્દેશ પણ વિધ્વંસક છે એમ માનીએ, છતાં એ પ્રયત્નનો મોટો ભાગ રચનાત્મક હોય છે. જર્મનીએ ૭૦ લાખનું લશ્કર ઊભું કર્યું છે એમ કહેવાય છે. ૮ કરોડની વસ્તીનું રાષ્ટ્ર આટલું મોટું લશ્કર ઊભું કરે, એટલા મોટા પ્રમાણમાં લડાઈનાં હથિયારો, ઓજારો અને સાધન-સામગ્રી પેદા કરે, ચુનંદા લોકોની લશ્કરમાં ભરતી કર્યા પછી બાકીના લોકો પાસે રાષ્ટ્રનો જીવનવહેવાર ચલાવે, સંપત્તિનો ઝરો વહેતો રહે તે માટે ઔદ્યોગિક યોજનાઓ બને તેટલી અખંડ ચાલુ રાખે, શાળાઓ વગેરે બધી બંધ કરે, રોજિંદા જીવન માટે જોઈતી સામગ્રી પરનો વ્યક્તિગત માલકી હક સરકારના હાથમાં લઈ લેવાય, ગીતાના વિશ્વરૂપદર્શનમાં આંખ, કાન, હાથ, પગ, માથાં, મોઢાં, અનંત હોવા છતાં હૃદય એક જ બનાવવામાં આવ્યું છે તેવી રીતે આખા રાષ્ટ્રનું હૃદય જાણે એક હોય, એ એક એવડો વિશાળ અને સર્વતોમુખી રચનાત્મક કાર્યક્રમ છે કે તે સંહારપ્રવણ હોય તોપણ આપણે તેમાંથી લેવા જેવું ઘણું છે.

લોકો પૂછે છે કે, લડાઈની તૈયારી કરો એમ ગાંધીજી કહે છે અને તેની સાથે રચનાત્મક કાર્યક્રમનો સંબંધ શું સમજીને જોડે છે? હિંદુમુસલમાન એકતા, અસ્પૃશ્યતાનિવારણ, ખાદી અને ગ્રામઉદ્યોગો, દારૂબંધી, ગ્રામસફાઈ અને નઈ તાલીમ — આ બધો તેમનો રચનાત્મક કાર્યક્રમ થયો! આમાં લડાઈનું તત્ત્વ કયું? આવો સવાલ લોકો પૂછે છે. કયા લોકો પૂછે છે? તો જેઓ આપણે અહિંસક સાધનો વડે લડત આપવાની છે એમ કબૂલ કરે છે તે. હિંસક લડાઈ લડવાને માટે પણ મોટા પ્રમાણમાં રચનાત્મક કાર્યની જ

જરૂર પડે છે એ તેમના ધ્યાનમાં કેમ નથી આવતું? સિપાઈઓ માટે બિસ્કિટ બનાવવાથી માંડીને, બલ્કે ખેતરમાં બટાટા રોપવાથી માંડીને, ટૉરપીડો (વિનાશિકા) વડે શત્રુનું જહાજ તોડી નાખવા સુધી લડાઈનો બધો કાર્યક્રમ અખંડ હોય છે અને તેનો છેવટનો ભાગ બાદ કરતાં બાકીનો લગભગ બધો રચનાત્મક હોય છે. એ બાકીના રચનાત્મક કાર્યક્રમને આધારે એ છેવટનો વિનાશક કાર્યક્રમ પાર પડે છે. આગલો કાર્યક્રમ અટકી જાય તો પાછળનો સમૂળગો ઊડી જાય એટલું જ નહીં, એ રહસ્ય ધ્યાનમાં રાખી દુશ્મન પણ સામા પક્ષના અંતિમ વિનાશક કાર્યક્રમને તોડી પાડવાના સારામાં સારા ઉપાય તરીકે એની પાછળનો રચનાત્મક કાર્યક્રમ શી રીતે લૂલો પાડવો એની પેરવીમાં હોય છે. હિંસક યુદ્ધમાં પણ આવી સ્થિતિ હોય ત્યાં અહિંસક યુદ્ધ રચનાત્મક કાર્યક્રમ વિના શી રીતે ચાલે? સ્વરાજ્ય એટલે સર્વરાજ્ય એટલે દરેકનું રાજ્ય. આવું સ્વરાજ સામુદાયિક સહકાર વિના, ઉત્પાદક કાર્યક્રમ વિના, સર્વોપયોગી રાષ્ટ્રીય શિસ્ત વિના કેવી રીતે મળી શકે? મહાસભાના ત્રીસ લાખ સભ્યો છે. તેઓ બધા રાષ્ટ્રને માટે દરરોજ અર્ધો કલાક કાંતે તોયે કેટલું જબરું સંગઠન થાય? અને આમાં ન કરી શકાય એવું શું છે? આપણે વર્ધા તાલુકાનો જ વિચાર કરીએ. આ તાલુકામાં મહાસભાના ૬૦૦૦ સભ્યો છે. એ બધાને ૨૦ મંડળોમાં વહેંચી નાખીએ તો દરેક મંડળના ૩૦૦ સભ્યો થાય. મંડળ ૩૦૦ સભ્યોને વરસ દિવસમાં કાંતવાનું શીખવવાનું નક્કી કરે તો એ કામ બહુ કઠણ નથી. પણ મુખ્ય નડતર છે આપણી અશ્રદ્ધાની. લોકો કાંતવા શીખવા તૈયાર થશે ખરા? શીખે તોયે પછી કાંતવાનું ચાલુ રાખશે? કાંતણની નોંધ રાખશે? એ નોંધ મહાસભાને મોકલશે? આવી અનેક શંકાઓ આપણે કાઢ્યા કરીએ છીએ. એમ કરવાને બદલે આપણે સીધા કામે લાગી જઈએ તો એક પછી એક અનુભવે ઉકેલ નીકળવા માંડશે.

ઓછામાં ઓછું વધી તાલુકામાં આટલો કાર્યક્રમ કરી જોવા જેવો છે. મહાસભાસમિતિ, ચરખાસંઘ, ગ્રામસુધાર કેન્દ્રો, આશ્રમો અને બીજી સંસ્થાઓ, અને તે તે ગામના અનુભવી માણસોના સહકારથી આ કામ થવું જોઈએ. કામની વ્યવસ્થિત નોંધ રાખવામાં આવે. કેટલી પ્રગતિ થઈ છે તેની માહિતી બધાંને મળ્યા કરે. કાંતવાનું શીખવવાનું એટલે તે પરથી બીજી અનેક બાબતો પણ સાથે સાથે શીખવી શકાય, અને શીખવવી જોઈએ. મારી આ સૂચનાનો તમે વિચાર કરો. ખાસ ભારે નહીં પડે. લાભકારક થશે. કરી જુઓ.

પવનાર, ૭–૫–'૪૦

## ૧૯

## ભારતીય જનતા

'આ વખતે ખાનદેશમાં પંદરેક દિવસ ઊંડે સુધી ગામડાંમાં ફરવાની તક મળી. એમાંથી મને લોકોનું એક નવું દર્શન થયું. વચમાં હું જેલમાં હતો તે દરમ્યાન લોકો સાથેનો મારો સંબંધ બાહ્યતઃ તૂટી ગયો હતો તે આથી ફરી તાજો થયો. સૃષ્ટિનાં સર્ગપ્રલય થવા છતાં જ્ઞાની અચળ રહે છે, એમ ગીતામાં કહ્યું છે. એ જ સ્થિતિ હિન્દુસ્તાનનાં ગામડાંની છે. 'માણસો આવે કે માણસો જાય, હું મારી મેળે અખંડપણે વહ્યા કરું છું,' આ ટેનિસનની કવિતાના ઝરાનો સ્વભાવ આપણી જનતામાં પૂરેપૂરો જોવા મળે છે. હિન્દુસ્તાનની જનતા એટલી મહાન છે કે પોતાની મહત્તાનું પણ તેને ભાન નથી!

આવડી મોટી ભયાનક લડાઈ હિન્દુસ્તાનનાં બારણાં ખખડાવી રહી છે. વસ્તુઓની મોંઘવારીને લીધે તેની આંચ ઠેઠ ગામડાંના અભણ માણસને પણ લાગવા માંડી છે. તેમ છતાં ખેડૂત એકંદરે બેફિકર દેખાય છે. આમાં અજ્ઞાનનો પણ મોટો હિસ્સો છે, અને

એ દુઃખની વાત છે. છતાં આમાં પણ મને આપણી જનતાની મહત્તાની પ્રતીતિ થાય છે. અનેક રાજ્યો, અધિરાજ્યો, સામ્રાજ્યો અને વૈરાજ્યો જેમાં ઉદય પામ્યાં અને લુપ્ત થયાં, એવા હિંદુસ્તાનની આ અનુભવી જનતા છે. તેથી ફિલસૂફની બેપરવાઈ અહીં સહેજે જોવા મળે છે.

આ જનતાનું અજ્ઞાન દૂર કરી શકાય, તો તેના અંતરમાં વહેતી આ અનુભવની સ્થિરતા ઘણી કામ આવે. ગામડાંમાં જે સ્થિતિ આ વખતે મારી નજરે પડી તેથી મારી આશા વધી છે, એમ મારે કહેવું જોઈએ. કટોકટીનો પ્રસંગ આવતાં થોડા જ સંગઠનથી આપણાં ગામડાં પોતાનું સંરક્ષણ કરી શકશે, એની મને ઝાંખી થઈ. હજી ગામડાંમાંથી હિંમત સાવ ગઈ નથી. અજ્ઞાનને લીધે તેમને જે ડર લાગે છે તેની વાત જુદી છે. હિંમત રાખવાનું તેમને શીખવવામાં આવે, તો ગામડાં પોતાનું કામ બરાબર પાર પાડશે એવો મને વિશ્વાસ છે.

સંરક્ષણનો સવાલ ગામડાંમાં મુશ્કેલીભર્યો લાગતો નથી. પણ સ્વાવલંબન આપણા કાર્યકર્તાઓના ગાફેલપણાને તથા અણઆવડતને લીધે નાહક મુશ્કેલ બની ગયું છે. 'તમારા ગામમાં કેટલા રેંટિયા ચાલે છે?' એમ કોઈ કાર્યકર્તાને પૂછીએ તો કહેશે, 'દસ-બાર.' ફરી પૂછીએ, 'હવે આ વરસે કેટલા ચાલુ કરશો?' તો કહેશે, 'પંદર, વીસ, પચીસ, બહુ બહુ તો ત્રીસ.' પછી એમને કહીએ, "આ સામાન્ય કાળ નથી. આપણે એક વિશેષ કઠણ કાળમાંથી પસાર થઈએ છીએ. જૂની સત્તાઓ ડામાડોળ થઈ રહી છે, ઉપર આવવા માટે નવી તનતોડ પ્રયત્ન કરી રહી છે, આવો આ સંધિકાળ છે. આ જ ક્રાન્તિનો કાળ હોય છે. આવે વખતે બધાએ મળીને એકસામટો પ્રયત્ન કરવો જોઈએ. સામાન્ય વખતમાં દસ રેંટિયાના કોઈ વીસ કરે, તો તે અભિનંદન અને મગરૂબીની વાત થાય. પણ આજે આખાં ગામનાં ગામ

## ૨૦

# ગ્રામસેવકોને*

મુખ્યત્વે મગનવાડીના વિદ્યાર્થીઓનું દર્શન થશે એ લોભથી મેં આજે અહીં આવવાનું કબૂલ કર્યું. પ્રમાણપત્રો આપવા માટે હું નથી આવ્યો; કારણ કે મને તેમાં શ્રદ્ધા નથી. જે વિષયોમાં મને પ્રમાણપત્રો મળ્યાં છે, તેમનું જ્ઞાન મને નહીં જેવું છે અને જે વિષયોની મેં પરીક્ષા આપી નથી તેમનું જ્ઞાન મને સારું સરખું છે. પણ અહીં આપેલાં પ્રમાણપત્રો કેવળ પરીક્ષાનાં નથી એટલે તે નકામાં નહીં પુરવાર થાય, એવી હું આશા રાખું છું.

અહીંથી બહાર ગયા પછી વિદ્યાર્થીઓ ગામડાંમાં જશે. ગામડાંની સેવા માટે જ તેમને કેળવણી અપાઈ છે. ગામડાંના લોકોની આવરદાનું પ્રમાણ ભલે ઓછું હોય, પણ સેવાકાર્યનું તેમનું માપ ઘણું મોટું છે. ગામડાંમાં આજ લગી સંતોએ સેવા કરી છે. તેથી ત્યાં સેવાનું પ્રમાણપત્ર ઝટઝટ નહીં મળે. ત્યાં આપણે દિવસ:અને રાત જાગત રહી કામ કરવું પડશે. ગામડાંના લોકો અભણ છે એટલે આપણા થોડાઘણા ભણતરથી કામ ચાલશે, એમ ન માનશો. ગામડાંના લોકોમાં વિદ્યા ઓછી હશે પણ તેઓ પોતાના ખેતીના ઉદ્યોગમાં સારી પેઠે કાબેલ હોય છે. ત્યાં તમારી વિદ્યાની કસોટી થવાની છે. બીજી એક વાત ધ્યાનમાં રાખવા જેવી છે. ગામડાંના લોકો આળસમાં વખત ગુમાવે છે, એમ કહેવાનો રિવાજ પડચો છે. શહેરોની જેમ ગામડાંમાં પણ કેટલાક લોકો નવરા ધૂપ

* મગનવાડી, વર્ધામાં ૨૯-૪-'૪૨ને રોજ ગ્રામસેવક વિદ્યાલયના પદવીદાન પ્રસંગે પ્રમુખ તરીકે આપેલું ભાષણ.

હોય છે. પણ જેઓ કામ કરે છે તેઓ એટલું બધું કરે છે કે તેથી વધારેની અપેક્ષા ન રાખી શકાય. આવી સ્થિતિમાં ગામડાંમાં ગયા પછી આપણું ઉદ્યમીપણું ઓછું હશે તો આપણે નાપાસ થયા જાણજો.

ગામડાંમાં જશો એટલે તમારી સામે એક વિરાટ દુનિયા ખુલ્લી થશે. અનેક સ્ત્રીપુરુષો જોડે તમારે સંબંધ થશે. તેમના સદ્‌ગુણો તરફ જ તમારી નજર જવી જોઈએ; દોષો તરફ જોવાની પ્રવૃત્તિ ન થવી જોઈએ. માણસના ચિત્તને હું ઘરની ઉપમા આપું છું. ઘરને ભીંતો હોય છે અને દરવાજા હોય છે. માણસના ગુણોને તેના ચિત્તના દરવાજા અને દોષોને ભીંતો કહીએ. ગરીબમાં ગરીબ માણસના ઘરને પણ ઓછામાં ઓછું એક બારણું હોય છે. તે જ પ્રમાણે તદ્દન ગુણહીન કહેવાતા માણસમાં પણ એકાદ ગુણ હોવાનો જ. એ ગુણ દ્વારા જ માણસના ચિત્તમાં પ્રવેશ કરવો જોઈએ. દરવાજામાંથી સહેલાઈથી દાખલ થઈ શકાય છે. ભીંતમાંથી ઘૂસવાનો પ્રયત્ન કરીએ તો માથું ફૂટ્યા વિના ન રહે. દોષ વાટે માણસના ચિત્તમાં પ્રવેશ કરવા માગનારની એવી વલે થાય. એટલા માટે ગુણગ્રાહક વૃત્તિ જરૂરની છે. વાસ્તવિકપણે, બધાં સ્ત્રીપુરુષ આપણને ભગવાનની મૂર્તિઓ જેવાં દેખાવાં જોઈએ. એમ થાય તો આપણું કામ સહેલું થાય.

આપણે દુનિયામાં જાતજાતના વાદો સાંભળીએ છીએ, અનેક પક્ષો જોઈએ છીએ. પણ સેવકોએ બધા વાદોથી અને પક્ષોથી દૂર રહેવું જોઈએ. આપણે માટે આખી દુનિયામાં બે જ પક્ષ છે: એક સેવક, અને બીજો સ્વામી. સેવક આપણે પોતે અને સ્વામી બાકીના બધા લોકો. સ્વામીની સેવા કરી છૂટવું, એ સેવકનો ધર્મ છે. સેવકને પક્ષભેદ સાથે શી લેવાદેવા? ગામડાંમાં પક્ષો પાર વગરના હોય છે. તેમની પાછળ કોઈ તત્ત્વ હોય છે એવું પણ નથી. સામાન્યપણે દ્વેષ અને સ્વાર્થ હોય છે. આવા કોઈ પણ પક્ષમાં

સેવકે સંડોવાવું ન જોઈએ. તેણે નિષ્પક્ષ રહી સેવા કરવી જોઈએ. સેવા કરવી એટલું જ એનું કામ. આપણી સેવાથી કોણ રાજી થયો અને કોણ નારાજ થયો એ જોવાની શી જરૂર? અંતરમાં વસતો પરમાત્મા પ્રસન્ન રહે એટલે થયું.

બીજી એક વાત. ઉદ્યોગ અને વિદ્યા જુદાં નથી. એ બેને જ્યાં જુદાં પાડવામાં આવે છે ત્યાં બન્ને નકામાં બને છે. વિદ્યાને શિર કહીએ તો ઉદ્યોગને ધડ કહેવું જોઈએ. બન્નેને અલગ કરવાં એટલે બન્નેને મારી નાખવાં. તેમ કરીએ તો રાહુના જેવી વલે થાય. પણ તમને અહીં ઉદ્યોગ અને વિદ્યા બંને સાથે મળ્યાં છે. ઉદ્યોગની સાથોસાથ તમને વિદ્યા આપવામાં આવી છે. તેથી તમારી વિદ્યા વીર્યહીન નહીં હોય. તેમ છતાં હવે પછી તમે ગામડાંમાં જશો ત્યારે તમારે જુદાં જુદાં કામો કરવાં પડશે. વ્યવસ્થાની દેખરેખ રાખવી, નામું લખવું, ભણાવવું, પ્રસંગોપાત્ત ભાષણ કરવું વગેરે અનેક કામો ગ્રામસેવાને અંગે કરવાં પડે છે. પણ તે કરતી વખતે તમારે રોજ અમુક થોડો વખત ઉદ્યોગોમાં ગાળવો જોઈએ, એમ મારું કહેવું છે. એમ કરવાથી તમારી વિદ્યા તાજી રહેશે, નવી નવી શોધોની તમને જાણ થતી રહેશે, અને તમને પોતાને પણ નવી શોધો સૂઝશે. ઘણી વાર એવું જોવામાં આવે છે કે, ઉદ્યોગોમાં સારી પેઠે પ્રવીણ થયેલા લોકો પણ પ્રત્યક્ષ સેવાના કાર્યમાં પડ્યા પછી જાતમહેનત કરવાનું ભૂલી જાય છે. વખત મળતો નથી એમ કહે છે. પણ તેથી કાર્યકર્તાઓને અને તેમના કાર્યને નુકસાન થયેલું જોવામાં આવે છે. ઉદ્યોગની સાથે નિત્ય પરિચય ન રહેવાથી જ્ઞાન પાછળ પડી જાય છે. પછી તેઓ જ્ઞાનની જૂની મૂડી પર પોતાનું કામ ચલાવે છે. આ સારું નથી. એટલા માટે ગ્રામસેવકે દરરોજ થોડો સમય, મારા અભિપ્રાય મુજબ, બની શકે તો અર્ધો દિવસ, ઉદ્યોગમાં આપવો જોઈએ. ગ્રામસેવાનો જ એ એક ભાગ છે એમ માનવું જોઈએ.

ગામડાંમાં જશો ખરા, પણ ત્યાંની ભૂમિ પોચી કે સુંવાળી નહીં હોય, કઠણ હશે. અહીં સંસ્થામાં તમારે માટે બધી સગવડો હાજર છે. ગામડાંમાં બધી અગવડો હશે. ફાચર તૂટી ગઈ. સુથારી આવડતી નથી. સુથાર મળતો નથી. ઘાણી અટકી પડી. પણ તેથી હિંમત હારી જાઓ તે ન ચાલે. ધીરજ રાખવી જોઈએ. નાની નાની બાબતોનું પૂરેપૂરું જ્ઞાન મેળવવું જોઈએ. મોટી બાબતો જેટલું જ નાની બાબતોને પણ મહત્ત્વ આપવું જોઈએ. બલ્કે, નાની બાબતોને જ વધારે મહત્ત્વ આપવું જોઈએ. મોટી બાબતો સહેજે કોઈ ભૂલતું નથી; કારણ એ મોટી હોય છે. તેથી નાની લાગતી બાબતો તરફ જ વધારે ધ્યાન આપવું જોઈએ. નહીં તો તેમના જ્ઞાન વિના ગાડું અટકી પડશે. વણાટકામમાં સારી આવડત મેળવ્યા પછી એક માણસ ગામડામાં જઈ સાળ નાખી બેઠો. તેને વણતાં જોકે બહુ સારું આવડતું હતું, પણ સાળ કેવી રીતે નાખવી તે બરાબર જાણતો ન હતો. તેથી તેની સાળ પર જેવું કપડું નીકળવું જોઈતું હતું તેવું નીકળતું ન હતું. જે કોઈ એ સાળ પર બેસે તેનું કપડું બગડી જાય. આમ શાથી? સાળ નાખવી એ નજીવી બાબત છે એમ સમજીને તેની તરફ ધ્યાન આપ્યું નહીં તેનું એ ફળ હતું.

મારે જે કંઈ કહેવાનું હતું તે મેં ટૂંકમાં કહી દીધું. તમને અહીં સંસ્થા તરફથી પ્રમાણપત્રો મળ્યાં. પણ સાચાં પ્રમાણપત્રો જનતા તરફથી મળશે અને તે તમારી સાચી સેવાના ગુણોને જોરે મળશે. છેવટે હું એટલી આશા વ્યક્ત કરું કે, ગામડાંમાં જઈને જનતાની ઉત્તમ સેવા કરીને એ સાચાં પ્રમાણપત્રોના અધિકારી તમે થાઓ.

## ૨૧

# ગામડાંની જાગૃતિ*

તમને બધાંને અહીં ભેગાં થયેલાં જોઈ મને આનંદ થાય છે. મારો હમેશનો એવો અનુભવ છે — અને અહીં અપાયેલાં ભાષણો અને ચૂંટણીમાં જે રીતે મત અપાયા તે જોઈને અહીં પણ એ જ અનુભવ થયો છે — કે ગામડાંના લોકો શહેરના લોકો કરતાં વધારે બુદ્ધિશાળી છે. શહેરના લોકો જડ છે. જડ સંપત્તિનો વહેવાર કરતા હોવાથી જડ થયેલા છે. મરાઠાઓ પહેલેથી રાજકારણની બાબતમાં જાગરૂક છે. મહાસભા સત્તા પર હોવાથી તે વધારે જાગ્રત થયેલા દેખાય છે.

હું આજે ગામડાંની જાગૃતિ વિષે બે બોલ કહેવા માગું છું. હાલ કિસાન સભાઓ વગેરે સ્થાપન કરી ખેડૂતોનું સંગઠન કરવામાં આવે છે. લોકો પૂછે છે, કિસાન સભાઓ સ્થપાય છે તે જોઈને તમને શું લાગે છે? હું કહું છું. કિસાન સભાઓ સ્થપાય છે તે જોઈને રાજી ન થવા જેટલો હું જડ થોડો છું? કિસાન સભાઓ સ્થપાવી જોઈએ, ગામેગામ સ્થપાવી જોઈએ. પણ આને અંગે મંડપ સજાવવા માટે આજે જે ડાળીઓ વાપરવામાં આવી છે તે પરથી બોધ લેવા જેવી એક વાત મારે તમને કહેવી છે. આ ડાળીઓ આજે સુંદર દેખાય છે. કાલે તેમની શી દશા થશે? ઝાડની ડાળી ઝાડને ચોટેલી હોય તો જ તેને પોષણ મળે છે. એ અળગી થતાં સુકાઈ જાય છે, અને ઝાડને પણ નુકસાન થાય છે. પચાસ વરસ પર રોપેલા જે ઝાડની છત્રછાયા હેઠળ આ સભા ભરાઈ છે એ

* સેલસુરામાં ભરાયેલી વર્ધા જિલ્લા ખેડૂત પરિષદમાં ૧૩–૧–'૩૮ ને દિવસે કરેલું ભાષણ.

ઝાડને છોડી દઈ કિસાન સભાઓ જો અલગ થાય તો તેમને પણ નુકસાન થશે અને મહાસભાને પણ નુકસાન થશે. તેથી કિસાનોનું બધું સંગઠન મહાસભાના આધારે જ થવું જોઈએ. મહાસભાને આધારે એટલે પોતાના નામ સાથે કેવળ મહાસભા શબ્દ જોડી દઈને નહીં. હાલ સ્વરાજ શબ્દનું મહત્ત્વ છે તેથી જાતજાતની સંસ્થાઓ વર્ણાશ્રમ-સ્વરાજ-સંઘ જેવાં નામ ધારણ કરે છે, તેવું ન જોઈએ. મહાસભાને આધારે એટલે પોતાની પ્રવૃત્તિથી મહાસભાની શક્તિ વધારવી છે એવી વૃત્તિ કે દૃષ્ટિ જોઈએ.

મહાસભાના હાથમાં સત્તા આવી છે એનો અર્થ શો? દહીંમાંથી માખણ કાઢી લીધેલું છે અને છાશનો ચોથો ભાગ આપણે માટે રહેવા દીધો છે. આ ચાર આની છાશની વહેંચણી અગિયાર પ્રાન્તોમાં કરવામાં આવી છે. તેમાં આપણી સત્તા હોય એવા સાત પ્રાન્તો છે એટલે અઢીઆની છાશ આપણને મળી છે. તમે પૂછશો કે, તો પછી આવી સ્થિતિ તમે શા માટે સ્વીકારી? તો કહીશ કે, ફાચર મારવા માટે. હિંદુસ્તાનના મહાન આગેવાનોએ ઠરાવ્યું કે બ્રિટિશ સત્તાની ઇમારતના બારણિયામાં આજે નાનકડી ફાટ પડી છે તેમાં ફાચર મારીએ. ફાચર મારતી વખતે જ તે તૂટી પડશે એવી શંકા હોત તો આ સ્થિતિ કદી સ્વીકારી ન હોત. આપણી ફાચર પોલાદની છે એની ખાતરી છે. પણ એકલી ફાચર માર્યે ચાલતું નથી. ઉપર ઘણના ઘા મારવા પડે છે. આપણી હિલચાલો ઘણના ઘા જેવી છે.

એટલા માટે આપણે આપણી ચળવળો બહુ કુશળતાથી ચલાવવી જોઈએ. જેમને આપણે મત આપીને મોકલ્યા તેમને આપણા કામથી મદદ થાય છે એની કાળજી લેવી જોઈએ. આપણી માગણીઓ એવી હોવી જોઈએ અને એવી રીતે રજૂ થવી જોઈએ કે તેથી આપણા પ્રતિનિધિઓને ઊંઘી જવાને અવકાશ ન મળે, અને સાથે સાથે તેમની શક્તિ ઓછી ન થાય.

હું પણ ક્રોધી માણસ છું. ક્રોધી અને લાગણીવાળા માણસનું મોં મોટે ભાગે સળવળતું હોય છે, એનો મને અનુભવ છે. તુકારામનું પણ એમ જ હતું. तुका म्हणे माझें खवळलें तोंड (તુકારામ કહે છે કે, મારું મોઢું સળવળ્યું છે) એમ કહીને તેણે દેવને ખૂબ ગાળો દીધી હતી. કિસાન સભાવાળાઓએ ઓછા જુસ્સાથી બોલવું જોઈએ એમ મારું કહેવું નથી. પણ તુકારામના જેવો એમનો જુસ્સો પ્રેમનો હોવો જોઈએ. એટલે કે તેમનો જુસ્સો તેમનો પ્રેમ બતાવનારો હોવો જોઈએ. પ્રેમ રાખ્યા વિના જુસ્સો બતાવવાથી જેમની સાથે આપણે બધાએ મળીને ઝઘડવાનું છે તેઓ સુરક્ષિત રહેશે અને જેમને આપણે મત આપીને મોકલ્યા હોય તેમની સાથે આપણો ઝઘડો ઊભો થશે.

લાગણી ખૂબ હોય પણ બુદ્ધિ ગઈ એટલે બધું ગયું જાણવું. બોલવામાં વિવેક ન છૂટવો જોઈએ. આંકડા સાથે પુરાવો રજૂ કરીને બોલવું જોઈએ. સ્વરાજનો લાડુ ખરો, પણ તે મેથીનો છે. તેમાં જવાબદારીની કડવાશ છે. આપણને સ્વરાજ શા માટે જોઈએ છે? એટલા માટે કે આપણા ઉપર મુસ્કેલીઓ આવી પડે તો તેમાંથી રસ્તો કેવી રીતે કાઢવો એ બાબતમાં આપણી બુદ્ધિનો આપણે ઉપયોગ કરી શકીએ. અત્યારે આપણને કશું કરવું પડતું નથી તેથી આપણે જડ બની ગયા છીએ. આવતી કાલે અંગ્રેજો પોતાનું લશ્કર પાછું લઈ લે તો કદાચ આપણને ભારે પડે. છતાં આપણને સ્વરાજ જોઈએ. કારણ તેથી આપણી બુદ્ધિને અવકાશ મળશે. આપણને આજનો પોચો ભાત નથી જોઈતો, જાડો ખડતલ રોટલો જોઈએ છે. બુદ્ધિના ઉપયોગ અને વિકાસનાં જે ક્ષેત્રો આજ લગી આપણે માટે બંધ હતાં તે હવે જરાક ખુલ્લાં થયાં છે. એટલા માટે સ્વરાજની જવાબદારીનું ભાન રાખીને ખેડૂતોએ પોતાની હિલચાલો ખંતથી અને વિચારપૂર્વક તેમ જ પોતાના મોઢામાંથી નીકળતા શબ્દો જોખીજોખીને કરવી જોઈએ. બહુવાકયની

જેમ કિસાનવાક્ય એવી કહેવત બનવી જોઈએ. ખેડૂતને મોઢેથી નીકળતું વાક્ય બેજવાબદાર કે અસત્ય હોય જ નહીં એવી સૌને ખાતરી હોવી જોઈએ. સરકારના હાથ આજે ઓછા મજબૂત નથી. સારી પેઠે મજબૂત છે. છતાં એ પકડવાની હિંમત આજે આપણે લોકોના જોર પર કરી છે. તેથી લોકોની ચળવળો જુસ્સાદાર, ઉત્સાહવર્ધક પણ પ્રેમયુક્ત અને વિવેક ને સત્ય જાળવી પોતાના પ્રતિનિધિઓનું બળ વધારવાની દૃષ્ટિથી થવી જોઈએ.

મેં પહેલાં કહેલી વાત ધ્યાનમાં રાખજો. ડાળીનો થડ સાથેનો સંબંધ કાયમ રહેવો જોઈએ. નહીં તો બન્નેને નુકસાન થશે. બધા ખેડૂતોએ તેમ જ બીજા લોકોએ મહાસભાના સભ્ય થવું જોઈએ. ચાર આના લવાજમ વધારેપડતું છે એવી ફરિયાદ ન કરતા. એક વરસ ચાર આના આપો. પછી ચાર આના વધારે છે એમ લાગે તો તમારી બહુમતી બનાવી જોઈએ તો ઓછું કરાવજો. સભ્યોની સંખ્યા વીસગણી થાય તો લવાજમ ઓછું કરવામાં શી મુશ્કેલી આવે? પણ ખેડૂતો મહાસભાના સભ્યો નહીં થાય તો તેમની હિલચાલો કરમાઈ જશે.

બાબાસાહેબે મને કહ્યું કે, આજે તમને સભામાં બેસવાની સારી શિક્ષા થઈ છે. એ બોલ્યા જુદા અર્થમાં, પણ હું શિક્ષા શબ્દનો સંસ્કૃત અર્થ લઈને કહું છું કે, સાચે જ આજે મને ખૂબ શિક્ષણ મળ્યું. સમર્થ રામદાસે કહ્યું છે, सामर्थ्य आहे चळवळीचे (ચળવળનું સામર્થ્ય છે). પણ આપણી શ્રદ્ધા वळवळनें सामर्थ्य છે એ સૂત્ર પર હોય એમ દેખાય છે. હાલની આપણી સભાઓ મને સળવળાટ જેવી દેખાય છે. એક વખત એવો હતો કે મહાસભા સરકાર આગળ માત્ર ફરિયાદો રજૂ કરનારી સંસ્થા હતી. તે વખતે એમ કરવું તેને શોભતું. બાબો નાનો હતો ત્યારે તેના કાલાઘેલા બોલના લાડ થતા. પણ મોટો થયા પછી? તેવી જ રીતે ચાળીસ વરસ પછી આજે ફરી આપણે આ આપો ને તે આપો એવી ફરિયાદો અને માગણીઓનાં

રોદણાં સરકાર આગળ રડ્યા કરીએ તો આપણે પડેલાં હતા ત્યાં ને ત્યાં છીએ એમ થાય. આ આપો, પેલું આપો. પણ ક્યાંથી? સાચી સત્તા એટલે લોકોની શક્તિ. લોકોની શક્તિ વધવી જોઈએ. રોતલની જેમ માગ માગ કરવાથી એ વધવાની નથી. હિંદુસ્તાનને આર્થિક નુકસાન અંગ્રેજોના વેપારને લીધે થયું છે. ગામડાંની સંપત્તિ વધાર્યા વિના હિંદુસ્તાન ધનવાન શી રીતે થશે? મહેસૂલની માફી આપો, માફી આપો એમ કહ્યા કરવાથી શું વળે? મહાસભાની ચળવળને લીધે આપણને ચળવળ કરવાને માટે આધાર, આશ્વાસન.અને તક મળી. આપણે જાણે મુકામે પહોંચી ગયા છીએ એમ આપણને લાગવા માંડ્યું છે. ચરાઈ માફ થઇ, રાજાજીએ ખાદી માટે બે લાખ રૂપિયા આપ્યા. આપણને થયું કે આપણે આપણા મુકામે પહોંચી ગયા!- આને હું સળવળ કહું છું. ખાદી માટે બે લાખ! મને તો બસો કરોડ પણ ઓછા પડે. આખા હિંદુસ્તાનને ખાદીમય બનાવવા માટે બે લાખ રૂપિયા કેવી રીતે પૂરતા થાય? કોઈ પણ સરકારનું આ કામ કરવાનું ગજું નથી. એ લોકોએ કરવાનું છે.

આપણાં ગામડાંના લોકો શહેરના લોકો સાથે બરાબર ઝઘડતા પણ નથી. હિંદુસ્તાનનાં ગામડાંમાં બનતી વસ્તુઓની કિંમત બહુ ઘટી ગઈ છે શહેરની વસ્તુઓ મોંઘી છે. ગામડાંના લોકોએ શહેરના દુકાનદારને કહેવું જોઈએ કે, 'ઘડિયાળના તું વીસ રૂપિયા કહે છે ને? એ મને બે રૂપિયામાં આપ. નહીં તો તારી યંત્રવિદ્યાની કરામત શી? મારું માખણ તું ૭ આને શેરને ભાવે માગે છે? રૂપિયે શેર લે. એને માટે મારે આટલી આટલી મજૂરી કરવી પડી છે અને આટલું ખર્ચ થયું છે.' ગામડાંઓએ હવે સહકારી પદ્ધતિથી મૂડી ઊભી કરી જુદા જુદા ઉદ્યોગો શરૂ કર્યા છે. હવે એને માટે કશી આડખીલી રહી નથી. સરકાર તરફથી તમને ઘટતું રક્ષણ મળે એવી સગવડ થઈ છે. આવું કંઈક આપણે કરીએ તો ચળવળો કરી કહેવાય. નહીં તો આપણી ચળવળો ખાલી સળવળો જાણવી. દરેક ગામડું એક રાષ્ટ્ર

છે એમ સમજીને ત્યાંની સંપત્તિ શી રીતે વધે તેનો સામુદાયિક રીતે વિચાર થવો જોઈએ. ગામની આયાતનિકાસ પર ગામની ચોકી હોવી જોઈએ. આટલું આપણે કરીએ તો આજની સરકારને આપણે બળ આપ્યું કહેવાય. બાકી આપણી ચળવળો નકામી છે.

## ૨૨

## ગ્રામલક્ષ્મીની માવજત*

ગામડાંમાં રહેનારા મારા પ્રેમાળ બંધુઓ,

આપણો દેશ બહુ મોટો છે. એમાં સાત લાખ ગામડાં છે. આપણા દેશમાં શહેરો થોડાં અને ગામડાં ઘણાં છે. સામાન્યપણે દસ માણસે એક શહેરમાં અને નવ ગામડાંમાં રહે છે. ૩૫ કરોડની વસ્તીમાંથી વધારેમાં વધારે ૪ કરોડ માણસો શહેરમાં અને ૩૧ કરોડ ગામડાંમાં વસે છે. પણ આ ૩૧ કરોડની નજર કાયમ એ શહેરો ભણી હોય છે. અગાઉ આમ ન હતું. ગામડાં દયામણાં થઈ શહેરો ભણી જોતાં ન હતાં. આજે આખી સ્થિતિ પલટાઈ છે. આજે ખેડૂત બે દેવની ઉપાસના કરવા લાગ્યો છે. અત્યાર સુધી એનો એક જ દેવ હતો. તેને માટે એ આકાશ તરફ મીટ માંડીને બેસતો. તે વરસાદ આપનાર દેવ તરફ જોતો. પણ હવે ભાવ નક્કી કરનાર દેવ તરફ પણ એને જોવું પડે છે. આને જ આસમાની સુલતાની કહે છે. આસમાનને બચાવવું જોઈએ તેમ જ સુલતાનને પણ બચાવવું જોઈએ. દેવે ધાન પકાવવું જોઈએ અને શહેરે ભાવ આપવા જોઈએ. આની રીતે આ બે દેવોને — એક આકાશમાંનો અને બીજો અમેરિકાનો — ખેડૂતને ભજવા પડે છે. પણ આવા બન્ને દેવો હોય તે ન ચાલે. ઉપરનો આકાશમાંનો દેવ રાખો અને આંધીજી કહે છે તેમ બીજા

* ખાનદેશના પ્રવાસ દરમ્યાન કાસોદા ગામે કરેલા પ્રવચનમાંથી.

દેવને છોડી દો. એક દેવ પૂરતો છે. બીજા એટલે શહેરી દેવની ભક્તિ શી રીતે છોડવી તે હું તમને આજે કહીશ.

આપણાં ગામડાંની બધી લક્ષ્મી ત્યાંથી ઊડીને શહેરમાં જાય છે. માલિકના ઘરમાંથી નીકળી બહાર જતી રહે છે. આ ગ્રામલક્ષ્મીના પગ ગામડામાં ઠરતા નથી. એ શહેર ભણી દોટ મૂકે છે. પહાડ પર વરસાદનું પાણી પુષ્કળ પડે છે પણ ત્યાં ટકે છે ખરું? એ ચારે કોર દોડવા માંડે છે. પહાડ પાછો કોરો ને કોરો રહે છે. ગામડાંમાંની સંપત્તિ આવી રીતે ચારે કોર દોડવા માંડે છે. એને અટકાવી શકાય તો ગામડાં સુખી થાય.

ગામડાંમાંની સંપત્તિ કયે કયે રસ્તે નાસી જાય છે તે આપણે જોઈએ. એ રસ્તાઓ બંધ કરો એટલે તે આપોઆપ ગામડાંમાં રહેશે. એના જવાના પાંચ રસ્તા છે: પહેલો બજાર, બીજો લગન-વહેવાર, ત્રીજો શાહુકાર, ચોથો સરકાર અને પાંચમો વ્યસનો. ચાલો, આ પાંચે રસ્તા પૂરી દેવાની આપણે આજથી જ શરૂઆત કરીએ.

પહેલાં લગ્નની વાત લઈએ; કારણ કે, મારી દૃષ્ટિથી એ તદ્દન સહેલી છે. તમે લગ્નમાં કંઈ થોડું ખર્ચ કરતા નથી. તેને માટે દેવું પણ કરો છો. કન્યા મોટી થાય છે અને સાસરે રહેવા જાય છે, પણ લગ્નના વખતના દેવામાંથી માબાપ છૂટતાં નથી. આ રસ્તો કેવી રીતે બંધ કરવો તે તમને કહું. 'ખર્ચ ઘટાડો, જમણ ન આપો, સમારંભ ન કરો,' એવું કંઈક હું સૂચવીશ, એમ તમે કહેશો; પણ હું એવું કશું કહેવા માગતો નથી. સમારંભ, ઉજવણી સારી પેઠે કરો. ઠાઠ ઓછો કરવાનીયે જરૂર નથી. પણ ઓછા ખર્ચમાં મારી પદ્ધતિથી પહેલાંના કરતાં વધારે ઠાઠમાઠ કેમ કરવો તે હું તમને બતાવું.

છોકરાછોકરીનું લગ્ન માબાપ નક્કી કરે. પણ ત્યાં એમનું કામ પૂરું થયું ગણવું. લગ્નની વિધિ કરવી, તેનો સમારંભ કરવો એ

બધું ગામનું કામ. માબાપે લગ્નમાં એક પાઈ પણ ખર્ચવાની નહીં. જે ખર્ચે તેમને દંડ થાય એવો કાયદો ગામમાં કરવો.

ધારો કે મારે ત્યાં લગ્ન છે. તો ગામમાંથી દરેક જણ ગામે ઠરાવ્યું હોય તે પ્રમાણે બબ્બે ચારચાર આના મારે ત્યાં આપી જાય. જાણે લગ્ન નિમિત્તે બધા મારે ત્યાં ચાંલ્લો કરે. આખા ગામને તેમાંથી ભોજન આપી શકાય. પૈસા ભેગા કર્યા વિના અને દેવું કર્યા વિના લગ્ન થાય. દર વરસે ગામડામાં ૨૦-૨૫ લગ્ન થતાં હશે. એટલે મારે બે આના લેખે ૨૫×૨=૫૦ આના એટલે સામાન્યપણે ત્રણ રૂપિયા દર વરસે આપવા પડે. મારે ત્યાં દસ વરસે લગ્નનો પ્રસંગ આવે તો દર વરસે ત્રણ રૂપિયા પ્રમાણે દસ વરસમાં મારે ત્રીસ રૂપિયા આપવા પડે. હવે મારે ત્યાં લગ્નનો પ્રસંગ ઊભો થયો. મારે કશું ખર્ચ કરવાનું નહીં. મારે ત્યાં લોકો ચાંલ્લો આપી જશે, બધા ભેગા થશે, મોટો સમારંભ થશે અને ખર્ચ શું, તો ગયા દસ વરસમાં મેં જે ત્રીસ રૂપિયા આપ્યા હશે તેટલું. એટલે મારા ઘરનું લગ્ન ત્રીસ રૂપિયામાં થયું. અને એમાં આખું ગામ, બધી જ્ઞાતિઓ સામેલ. જમણવારમાં બધા હાજર. છોકરાછોકરીઓને કેટલો આનંદ થશે! વરકન્યાને બધાના આશીર્વાદ મળશે. બધાના આશિષ મળે એથી વધારે મોટું ભાગ્ય કયું હોય? લગ્નમાં લોકોને બોલાવીએ છીએ તેનો ઉદ્દેશ બધાની શુભેચ્છાઓ અને બધાના આશિષ મેળવવાનો હોય છે. એ વરકન્યાના ભાવિ ગૃહસ્થજીવન માટે બધા સહાનુભૂતિ અને આશા વ્યક્ત કરે. છોકરાં કંઈ એકલાં માબાપનાં નથી હોતાં. એ આખા સમાજનાં હોય છે. છોકરાં કશુંક સારું કરે તો આખા ગામનું ભલું થાય છે. ભૂંડું કરે તો આખા ગામનું બૂરું થાય છે.

કોઈ પોતાના પૈસા વડે લગ્ન કરે તો તેને તમે પાપ માનો. ગામના લોકો તેને પોતાનું અપમાન લેખે. છોકરાં જેવાં માબાપનાં તેવાં આખા સમાજનાં છે. માબાપ મરી જાય છે ત્યારે તેમનાં

છોકરાંને ઉકરડા પર ફેંકી દો છો? ગામ તેમની સંભાળ લે છે, તેમને મદદ કરે છે, તેમનાં લગ્ન પણ કરાવી આપે છે. તમે આ રસ્તો લઈ જુઓ. મેં કહેલો પ્રયોગ કરી જુઓ. શાહુકારનું દેવું કમી થાય છે કે નહીં તે જુઓ. તમારું દેવાદારપણું ઓછું થશે. ઝઘડા ઓછા થશે. બધે સહકાર અને આત્મીયતા ફેલાશે.

સંપત્તિનો બહાર નીકળવાનો બીજો રસ્તો બજાર છે. તમે ગામડાના લોકો કપાસ પકવો છો. પણ એ બધો તમે વેચી દો છો અને કાપડ બહારથી વેચાતું લાવો છો. વાવવા માટે કપાસિયા પણ તમે શહેર-માંથી ખરીદો છો! શેરડી અહીં પકવો છો. તે વેચીને ખાંડ તમે બહારથી વેચાતી આણો છો. ગામમાં મગફળી, તલ, અળસી પાકે છે. પણ તેલ લાવો છો શહેરની મિલનું. હવે અનાજ બહાર મોકલી દઈ રોટલા મુંબઈથી લાવવાનું જ બાકી રહ્યું છે! તમારે બળદ પણ બહારથી વેચાતા લાવવા પડે છે. આમ બધું બહારથી લાવશો તો તમારું કેમ ચાલશે?

બજારમાં શા માટે જવું પડે છે? આપણને જે જે વસ્તુઓની જરૂર પડે છે તે બને ત્યાં સુધી ગામમાં જ તૈયાર કરીશું એવો નિશ્ચય કરો. સ્વરાજ એટલે સ્વદેશનું રાજ. પોતાના ગામડાનું રાજ. તમે ઘેર ગયા પછી પોતાના ગામમાં શું શું કરી શકાય તેમ છે તે જોજો. પોતાને શું શું જોઈએ છે તે જોજો. તમારી ખેતી માટે તમારે સારામાં સારા બળદ જોઈએ. એ તમે વેચાતા ક્યાં સુધી લાવશો? તમારે જાતે જ સારા બળદ ગામમાં ઉછેરવા જોઈએ. ગાયોનું સારી રીતે પાલણપોષણ કરો અને એક બે સારા સાંઢ ગાયોમાં છૂટા મૂકો. બાકી બધાને ખસી કરો. આમ કરવાથી ગાયની ઓલાદ સુધરશે અને તમને સારા બળદ મળશે. બળદ માટે તમારે દોરડાં, દોર, નાથો વગેરે જોઈશે. ગામમાં જ અંબાડી, ભીંડી કે શણનું એ બધું બનાવી લો. તમારે કાપડ જોઈએ. એ તમે ગામમાં તૈયાર કરાવો. ગામમાં વણકર ન હોય તો બે છોકરાઓને બહાર

શીખવા મોકલી તૈયાર કરી લાવો. દરેક જણે ઘેર કાંતવું જોઈએ. વરસ દરમ્યાન થોડોક વખત જરૂર મળશે. મગફળી ગામમાં થાય છે. તેલની ઘાણી ગામમાં જ શરૂ કરો એટલે તમને તાજું તેલ મળશે. શેરડી ગામમાં થાય છે. તેમાંથી ગોળ બનાવો. ખાંડની બિલકુલ જરૂર નથી. ગોળ ગરમ છે એમ કહે છે. પણ પાણી સાથે ભેળવતાં એ ઠંડો થાય છે. ગોળમાં શરીરને પોષણ આપનારાં દ્રવ્યો છે. ગોળ બનાવો. શેરડીના કૂચા ઘેર બળતણના કામમાં આવશે. ગામના ચમાર પાસે જ પગરખાં બનાવરાવો. આવી રીતે પોતાને જોઈતી બધી ચીજો ગામમાં ને ગામમાં પેદા કરવી જોઈએ. પહેલાં આપણાં ગામડાં આવી રીતે સ્વાવલંબી હતાં. સાચું સ્વરાજ તેમની પાસે હતું

ગામમાં અનાજ, ગામમાં કાપડ, ગામમાં ગોળ, ગામમાં તેલ, ગામમાં જોડા, ગામમાં દોરડાં, ગામમાં બળદ, ગામમાં જ ઘરની ઘંટીએ દળેલો લોટ, એમ બધું ગામમાં ને ગામમાં તૈયાર કરવાની નીતિ અખત્યાર કરો. એટલે તમારાં ગામડાં કેવાં ભર્યાંભાદર્યાં થશે તે જોશો. તમે કહેશો, આ બધું મોંઘું પડશે. પણ એ ભ્રમ છે. હું દાખલો આપીને સમજાવું. ધારો કે, તમારા ગામમાં એક રંગારો છે, એક વણકર છે, એક ઘાંચી છે, એક મોચી છે. આજે મોચી શું કરે છે? તે કહે છે, 'ઘાંચીને ત્યાંનું તેલ હું નહીં લઉં; એ મને મોંઘું પડે છે. હું શહેરમાંથી લાવીશ.' પેલો ઘાંચી શું કહે છે? 'મારા ગામના મોચીએ બનાવેલા જોડા મોંઘા છે એટલે હું શહેરમાંથી લાવીશ.' વણકર કહે છે, 'હું ગામનું સૂતર નહીં વણું, મિલનું સૂતર સારું હોય છે.' પછી ખેડૂત કહે છે, 'હું વણકરે વણેલું કપડું નહીં ખરીદું. મિલનું વણેલું જ લઈશ. એ સસ્તું હોય છે.' આવી રીતે આજે આપણે એકબીજાને મારી નાખવાનો ધંધો માંડ્યો છે. એકબીજાનું રક્ષણ કરવું એ આપણો ધર્મ છે. તે છોડી દઈ આપણે એકબીજાને પાયમાલ કરવા બેઠા છીએ. પણ ગંમત જુઓ. ધારો

કે, ઘાંચીએ મોચી પાસેથી ચાર આના વધારે આપીને મોંઘા જોડા લીધા. ઘાંચીના ખીસામાંથી આજે ચાર આના ગયા કહેવાય. પછી એ મોચી પણ ચાર આના વધારે આપીને ઘાંચી પાસેથી તેનું મોંઘું તેલ ખરીદશે. એટલે એના અગાઉ ગયેલા ચાર આના એને પાછા મળશે. એટલે એ તેને મોંઘું પડયું ન કહેવાય. જ્યાં અરસપરસ વહેવાર છે ત્યાં મોંઘું શબ્દ રહેતો નથી. ગયેલા પૈસા બીજા રૂપમાં પાછા આવે છે. એણે મારી મોંઘી ચીજ ખરીદી અને મેં એની મોંઘી ચીજ ખરીદી એટલે બધો હિસાબ સરખો થયો. આમાં બગડયું શું? વણકરે ખાદી વણી તે ઘાંચીએ ખરીદી. ઘાંચીએ તેલ પીલ્યું તે વણકરે લીધું. ઘાંચીને ખાદી મોંઘી પડી તો વણકરને તેલ મોંઘું પડયું. એકનું એક જ. તેલમાં ગયું તે ખાદીમાં પાછું મળ્યું, અને ખાદીમાં ગયુ તે તેલમાં પાછું મળ્યું. એક હાથે આપવાનું ને બીજે હાથે લેવાનું. આવી જાતનો સલાહસંપ અને સહકાર ગામડાંમાં પૂર્વે હતો. આજે તે લોપ પામ્યો છે.

ગામડાંમાં પ્રેમ હોય છે, બંધુભાવ હોય છે. ગામડાંના લોકો એકબીજાની સગવડ ને જરૂરિયાતો તરફ ન જુએ તો એ ગામડું ન કહેવાય. એ શહેર જેવું બની જાય. શહેરમાં કોઈ કોઈનો ભાવ પૂછતું નથી. એકાદ છાણનો પોદળો પડ્યો હોય તો ત્યાં જેમ સેંકડો કીડા ભેગા થાય છે તેવી રીતે શહેરમાં બધા સ્વાર્થને માટે ભેગા થયેલા હોય છે. એ સડતા છાણમાં સેંકડો કીડા ખદબદે છે. એ કીડાઓ ત્યાં શા માટે ભેગા થતા હશે? 'અહીં તું શા માટે આવ્યો? તારા કોઈ ભાઈબહેન અહીં છે?' એમ એ કીડાને પૂછી જુઓ. એ કહેશે, 'હું અહીં છાણ ખાવા માટે આવ્યો છું અને એ ખાવામાં ગરકાવ છું. વધારે બોલવાની મને ફુરસદ નથી.' બરફી, ગોળ વગેરે પર માખીઓ બેસે છે અને બણબણે છે તે પરસ્પર પ્રેમને લીધે હોય છે? તે જ પ્રમાણે શહેરમાં માખીઓની જેમ માણસો બણબણ્યા કરે છે એ એકબીજા

પ્રત્યેના પ્રેમને લીધે નથી. શહેરમાં સ્વાર્થ અને લોભ હોય છે. ગામડું પ્રેમને લીધે બને છે. ગામડામાં આગ લાગે તો બધા લોકો બધાં કામ પડતાં મૂકી દોડી જશે. કોઈ પણ માણસ ઘરમાં બેસી નહીં રહે. પણ મુંબઈમાં કેમ થાય છે? 'બંબો જશે, મારે કામ છે,' એમ બધા કહેશે. તેથી જ એક કવિએ ગાયું છે કે,

खेडयास देव निर्मी
नगरास निर्मी मनुज।

ગામડાને દેવ બનાવે છે, શહેરને માણસ બનાવે છે.

આપણા પૂર્વજો ગામડાંમાં રહેતા. આજે જે ઊઠે તે શહેર ભણી રવાના થાય છે. ત્યાં શું બન્યું છે? ત્યાં પીળા પથરા હોય છે અને ધૂળ હોય છે. સાચી લક્ષ્મી ગામડાંમાં છે. ઝાડોને ફળ બેસે છે, ખેતરમાં ઘઉં પાકે છે. શેરડી થાય છે, એ સાચી લક્ષ્મી છે. આ સાચી લક્ષ્મી વેચી દઈ ધોળા કે પીળા પથરા લેશો મા. તમે શહેરમાં જઈ ત્યાંથી સસ્તો માલ લઈ આવો છો. પણ બધા જ આમ કરવા મંડ્યા તેથી ગામડાં ઉજ્જડ ને વેરાન દેખાવા લાગ્યાં. ગામડાં સુખી થવાં જોઈએ એમ ઇચ્છતા હો તો શહેરનું બજાર છોડી દો; ગામડાંની વસ્તુઓ જ લો. ગામડાંમાં જે વસ્તુ બનાવી જ ન શકાય તે જ બહારથી લાવો. બહારથી લાવતી વખતે પણ બીજા ગામડામાં બનતી હોય તો ત્યાંથી પહેલાં ખરીદવાનું ભૂલશો નહીં. ધારો કે અહીં બંગડીઓ બનતી નથી, તો સોનગીરની લો. અહીં લોટીઓ બનતી નથી, તો તે પણ સોનગીરની લો. અહીં રંગારો ન હોય તો માલપુરથી માલ રંગાવી લાવો. માલપુરનો માણસ તમારે ત્યાંથી ગોળ લઈ જાય અને તમે તેના ગામથી કાપડ સૂતર વગેરે રંગાવી લાવો. જે વસ્તુઓ તમારે ત્યાં ન બનતી હોય તેને માટે બીજાં ગામડાંમાં તપાસ કરજો. કોઈ ચીજ ખરીદવા શહેરમાં જાઓ તો પ્રથમ પૂછજો કે, આ ગામડામાં બનેલી છે? હાથે બનેલી છે? એવી વસ્તુઓને

પહેલી પસંદ કરજો. યંત્રથી બનેલો શહેરનો માલ બને ત્યાં સુધી નિષિદ્ધ માનજો.

તમારી ગ્રામપંચાયતોએ આ કામો ઉપાડવાં જોઈએ. ગામના ઝઘડાઓનો ઉકેલ કરવાનું કામ તો પંચાયતનું છે જ; પણ ગામમાં બહારથી શું શું આવે છે અને ગામમાંથી બહાર શું શું જાય છે તેની નોંધ પણ પંચાયતે રાખવી જોઈએ. ચોકી મૂકીને એ બધી ચીજોની નોધ કરવી જોઈએ. પછી એ વસ્તુઓ બહારથી કેમ આવે છે તેની તપાસ કરી તે ગામમાં જ બને તે માટે પ્રયત્ન કરવો જોઈએ. ગામમાં વણકર ન હોય તો બે છોકરાઓને કાપડણા મોકલીને કેળવી લાવો. મારા ગામમાં બનેલી વસ્તુ જ હું ખરીદીશ ને મારા ગામમાં ન બનતી હોય તે ગામમાં બનાવવાનો પ્રયત્ન કરીશ, એમ દરેક જણે ઠરાવ કરવો જોઈએ. ગામના આગેવાનોએ આમાં ધ્યાન આપવું જોઈએ. કેમ થશે, શું થશે એમ કહી બેસી ન રહો. ઊઠો અને કામે લાગો. પછી બધું ઝટ થશે. પછી તમે જ તમારા ગામના ભાવતાલ નક્કી કરી શકશો. ઘાંચી તેલ શા ભાવે વેચે, મોચી જોડા સીવવાનું શું લે, વણકરની વણકરી કેટલી હોય, એ બધું તમે તમારી મેળે ઠરાવી શકશો. તમે બધા એકબીજાનો માલ ખરીદશો એટલે બધું જ સોઘું થશે. સસ્તુ અને મોંઘું એ શબ્દો જ નહીં રહે.

તમારા ગામમાં ન બની શકે એવું શું છે? એક મીઠું નહીં થતું હોય. ભલે એ બજારમાંથી લાવો. બીજું, ઘાસલેટ. ખરું જોતાં ઘાસલેટ સિવાય ચલાવતાં આવડવું જોઈએ. પણ તે વિના ન જ ચાલતું હોય તો તે પણ ભલે લાવો. ત્રીજું, કેટલીક મસાલાની ચીજો. મરચાં તો અહીં થાય છે. પણ મરચાં તમે બંધ કરો તો સારું. મરચાંની શરીરને જરૂર નથી. દીવાસળીની પેટી લાવવી પડશે. ઉપરાંત ઓજારો ખરીદવાં પડશે. તે પણ ગામમાં બનાવવાની શરૂઆત કરવી જોઈએ. પણ હાલ તુરત એ ખરીદ્યા વિના છૂટકો

નથી. આ વસ્તુઓ તમે લો. દિવેલા કરી ઘાસલેટનો વપરાશ ધીમે ધીમે કમી કરો. પણ આ સિવાયની બધી વસ્તુઓ ગામમાં ને ગામમાં તૈયાર કરો. ખાદી ગામમાં બનવી જ જોઈએ. ખાદીનાં કપડાંને બટન જોઈએ તે ગામમાં ને ગામમાં સૂતરનાં બનાવી શકાશે. બીજાં બટન શા માટે જોઈએ? એ બટન છાતી પર ન હોય તો જીવ ઊંચોનીચો થઈ જશે? નહીં થાય ને? તો ફેંકી દો એ બટન. પેલાં સાંકળાં શું કામ જોઈએ? તે વિના ચાલશે ને? જેની જરૂર નથી એવી વસ્તુઓ ગામમાં લાવશો તો એ સાંકળાં બેડીની જેમ પગે વળગશે. ગળામાં ફાંસો બનશે. આવી રીતે બહારથી સાંકળાં લાવીને શણગાર કરશો નહીં.

ભગવાન શ્રીકૃષ્ણ કેવો શણગાર કરતા? બહારથી સાંકળાં લાવી પહેરતા હતા? વૃંદાવનમાં મોરનાં ખરી પડેલાં પીંછાં મળતાં તે વડે તે શણગાર કરતા. તે મોરનાં પીછાં ખેંચી કાઢી લાવતા નહીં. મોરનાં પીંછાં તે પહેરતા, તો શું એ ગાંડા હતા? મારા ગામના આ મોર છે, તેમનાં પીછાંથી હું પોતાની જાતને શણગારું તેમાં કશી હરકત નથી એમ તેઓ વિચાર કરતા. એમાં એ મોરની પણ પૂજા છે. તેઓ માથે મોરમુગટ ધારણ કરતા અને ગળામાં શું પહેરતા વારુ? વનમાળા. યમુનાના તીર પરનાં ફૂલ. એ બધાંને મળી શકે તેવાં છે. ગરીબોને મળી શકશે, તવંગરોને મળી શકશે. એ સ્વદેશી વનમાળા, ગામડામાં બનેલી વનમાળા તે ગળામાં પહેરતા. અને તેઓ વગાડતા શું? મોરલી. ગામમાં ઊગેલા વાંસની નળી. એ વાંસનો પાવો — બંસરી તેમનું વાદ્ય હતું.

એક ભાઈ જર્મની ગયા હતા. તેઓ ત્યાંની એક વાત કહેતા હતા: અમે બધા વિદ્યાર્થીઓ એકઠા મળ્યા હતા. ફ્રેંચ, જર્મન, અંગ્રેજ, જાપાની, રશિયન, બધા ભેગા બેઠા હતા. સૌએ પોતપોતાના દેશનાં રાષ્ટ્રીય વાદ્ય વગાડયાં. ફ્રેંચ વિદ્યાર્થીઓએ વાયોલિન વગાડયું, અંગ્રેજોએ પોતાનું વાદ્ય વગાડયું. મને હિંદુસ્તાનનું

વાદ્ય વગાડવાનું કહેવામાં આવ્યું. હું ચૂપ બેઠો. તેઓ મને પૂછવા લાગ્યા, "તમારું ભારતીય વાદ્ય કયું?" હું કહી શકયો નહીં. મેં એ ભાઈને કહ્યું, ભાઈસાહેબ, બંસરી આપણું રાષ્ટ્રીય વાદ્ય છે. એ લાખ્ખો ગામડાંમાં છે સાદું પણ મીઠું. કૃષ્ણ ભગવાને એ પાવન કરેલું છે. એક વાંસની નળી લીધી ને તેમાં કાણાં પાડયાં કે તૈયાર! આવું વાદ્ય શ્રીકૃષ્ણ વગાડતા. એ ગોકુળમાંનું, સ્વદેશી, ગામડાનું વાદ્ય હતું. વારુ, શ્રીકૃષ્ણ શું ખાતા? બહારથી ખાંડ લાવીને ખાતા? તે પોતાના ગોકુળનાં દૂધ, માખણ ખાતા. બીજાઓને ખાતાં શીખવતા. ગોકુળની આ લક્ષ્મી ગોવાલણો મથુરા લઈ જતી. પણ ગામની એ અન્નપૂર્ણાને કૃષ્ણ બહાર જવા દેતા નહીં. તે એ બધી લૂંટતા ને સૌને વહેંચી આપતા. આખા ગોકુળનાં છોકરાંને તેમણે હૃષ્ટપુષ્ટ કર્યાં. ગોકુળ પર જેમણે હુમલા કર્યા તે બધાને પોતાના ગોઠિયાઓની મદદથી કૃષ્ણે પૂરા કર્યા. ગોકુળમાં રહી તે શું કરતા? ગાયો ચારતા. એ દાવાનળ ગળી ગયા એમ કહેવાય છે. એટલે તેમણે શું કર્યું હશે? ગામડાંને બાળી નાખતારા ઝઘડા તેમણે પતાવી દીધા. બધાં છોકરાંને ભેગાં કર્યાં. પ્રેમ વધાર્યો. આવા આ શ્રીકૃષ્ણ ગોપાળકૃષ્ણ છે. તમારા ગામનો આદર્શ છે. ગોપાળકૃષ્ણે ગામડાની સમૃદ્ધિ વધારી. ગાયોની સેવા કરી. ગામડાં પર તેમણે પ્રેમ રાખ્યો. ગામનાં પશુપંખી, ગામની નદી, ગામનો ગોવર્ધન ડુંગર, એ બધાં પર તેમણે પ્રેમ રાખ્યો. ગામડું તેમનો દેવ હતું. આગળ જતાં તેઓ દ્વારકાના રાજા થયા તોયે ફરી ગોકુળ આવતા, ફરી ગાયો ચારવા જતા, છાણમાં હાથ નાખતા, કોઢારાંમાં વાળઝૂડ કરતા, વનમાળા પહેરતા, વાંસળી વગાડતા, છોકરાં સાથે, ગોવાળિયાનાં બાળકો સાથે રમતા. વ્રજકિશોર તેમનું પ્રિય નામ. ગોપાળ તેમનું પ્રિય નામ. તેમણે ગોકુળમાં અપાર આનંદ અને સુખ નિર્માણ કર્યાં.

गोकुळींच्या सुखा । अंतपार नाहीं देखा ॥ ગોકુળના સુખને સીમા ન હતી. આવા ગોકુળમાં રંધાયેલા ભાતના ચાર એઠા દાણા

પોતાને મળે તે માટે દેવો ત્યાં ડોકિયું કરતા. પ્રેમમસ્ત ગોપબાળકો દહીંભાત જમી યમુનાના પાણીમાં હાથ ધોવા જતા, ત્યારે દેવો માછલાં બની એ એઠા દાણા ખાતાં. દેવોના સ્વર્ગમાં એવો પ્રેમ હતો ખરો? એ દેવોને કોઈ ચીજની ખોટ ન હતી, પણ એક પ્રેમની ખોટ હતી. શહેરો એ તમારું સ્વર્ગ છે ખરું ને? પણ બાઈસાહેબ, ત્યાં બધું છે, પણ પ્રેમ નથી. ત્યાં ભોગ છે, પૈસા છે, પણ આનંદ નથી. તમારાં ગામડાંને ગોકુળના જેવાં બનાવો એટલે પેલા શહેરના નગરશેઠો તમારાં ગામડાંનો રોટલો અને મીઠું ખાવા દોડતા આવશે. ગામડાંને ગોકુળ જેવાં ભર્યાંભાદર્યાં બનાવવાં છે. તેમને સ્વાવલંબી, આરોગ્યસંપન્ન, ઉદ્યમશીલ, અને પ્રેમાળ બનાવવાં છે. શેરડીનું કોલુ ચાલે છે, રેંટિયો ચાલે છે, પિંજારો પીંજે છે, તેલની ઘાણીનો કિચૂડકિચૂડ અવાજ થાય છે, કૂવા પર કોસ ચાલુ છે, મોચી જોડા સીવે છે, ગોવાળિયા ગાયો ચારે છે ને વાંસળી વગાડે છે; એવું ભર્યુંભર્યું ગામ દેખાવા દો. આપણી ભૂલોથી આપણે ગામડાંનાં કબરસ્તાન બનાવ્યાં છે. હવે ફરી તેમનું ગોકુળ બનાવીએ.

કાગળ એરંડાલનો જ લો. દંતમંજન અડાયાની રાખનું જ બનાવો. બાવળના દાતણનું જ બ્રશ વાપરો. પરદેશી કાગળની માળાઓ કે ધજાઓ આપણે ન જોઈએ. આપણા ગામના આંબાનાં કે બીજાં ઝાડનાં પાંદડાંનાં જ તોરણો બનાવો. ગામનાં ઝાડોનું અપમાન શા માટે કરો? બહારના ગામનાં તોરણો લટકાવશો તો તમારા ગામનાં ઝાડ રિસાશે. તેમને પણ સમારંભમાં ભાગ લેવાનો હોય છે. તેમનાં પાંદડાં લઈ આવો. આપણાં ધાર્મિક મંગળ કાર્યોમાં કાગળનાં તોરણો બનાવવાનું કહ્યું છે? આંબાનાં શુભ પાંદડાં જોઈએ. અને ઘડો જોઈએ, કળશ જોઈએ. એ શાના હોય? એ ટિનપોટનો ચાલશે કે? એ પવિત્ર કળશ માટીનો જ જોઈએ. તમારા ગામના કુંભારે બનાવેલો હોય તે જ જોઈએ. આપણા પૂર્વજોએ ગામમાં બનેલી

વસ્તુએને કેવું મહત્ત્વ આપ્યું હતું તે જુઓ. એ દૃષ્ટિ અપનાવો એટલે બધું પલટાઈ જશે. જુદી જ દુનિયા તમારી આસપાસ દેખાવા માંડશે. સમૃદ્ધિ અને આનંદ દેખાવા માંડશે.

આપણે લગ્નની વાત કરી. બજારની વાત કરી. હવે આપણે પ્રથમ વ્યસનોની વાત લઈએ. જે બાબતો આપણા હાથમાં હોય તેનો વિચાર પ્રથમ કરીએ. સરકારનો અને શાહુકારોનો વિચાર પછીથી કરીશું.

કેટલાક લોકો ચાલુ બીડીઓ ફૂંક્યા કરે છે, અને વળી કહે છે કે, બીડીઓ ઘરની છે, કંઈ પરદેશથી આવતી નથી. ઝેર ઘરનું હોય તો ખાશો કે? ઘરનું ઝેર ખાઈ તદ્દન સો ટકા સ્વદેશી મરણ તમે સ્વીકારશો કે? ઝેર ઘરનું હોય કે બહારનું હોય, સદા ત્યાજ્ય છે. તે જ પ્રમાણે વ્યસન માત્ર ખરાબ છે. એ બધાં છોડવાં જ જોઈએ. એ મારી નાખનારાં છે. દારૂની વાત લઈએ. પૂર્વે મહારાષ્ટ્રમાં દારૂ ન હતો. મહારાષ્ટ્રનો પહેલો અંગ્રેજ ગવર્નર એલ્ફિન્સ્ટનસાહેબ હતો. તેણે મહારાષ્ટ્રનો ઇતિહાસ લખ્યો છે. તેમાં તે કહે છે, 'पेशवाना राज्यमां दारूनी खूपज न हती.' પણ હવે દારૂ પીનારા ગામેગામ જોવાના મળે છે. ઊલટું, સરકાર તેમને દારૂ પીવાની સવડ કરી આપે છે. પણ સરકાર સવડ કરી આપે માટે આપણે દારૂ પીવો? હિંદુસ્તાનમાં મુખ્ય બે ધર્મો છે: હિન્દુ અને મુસલમાન આ બન્ને ધર્મોમાં દારૂ પીવાનું મહાપાપ ગણ્યું છે. મુસલમાન ધર્મ દારૂ પીવાને હરામ માને છે. હિંદુ ધર્મ તેને પંચમહાપાતકમાંનું એક માને છે. દારૂ પીવાથી આપણે શું પ્રાપ્ત કરીએ છીએ વારુ? પ્રાણનો, કુટુંબનો, ધનનો, અને બધાથી પ્રિય એવા ધર્મનો—બધી જ વસ્તુઓનો—વિનાશ!

બીડી અને દારૂ પછી ત્રીજું વ્યસન વાતવાતમાં કજિયોકંકાસ કરવાનું છે. કૃષ્ણ ઝઘડાના દાવાનળ ગળી ગયા. ઝઘડો કરશો નહીં.

ઝઘડો થાય તો ગામમાં ને ગામમાં જ ચાર સારા માણસો ભેગા થઈ તેનો નિકાલ કરો. કોર્ટ કચેરી તરફ દોડો નહીં. કોર્ટકચેરીઓ તમારા ગામમાં ને ગામમાં હોવી જોઈએ. જેમ વસ્તુઓ ગામની તેમ ન્યાય પણ ગામનો જ હોય. તમારા ગામમાં બધું પાકે છે, પણ ન્યાય ન પાકે તે કેમ ચાલે? ગામમાં જેમ કાપડ બને છે તેમ જ ન્યાયનિવેડો પણ થવો જોઈએ. બહારની કોર્ટો શા કામની? વસ્તુઓની બાબતમાં જેમ પરાવલંબન ન હોવું જોઈએ તેમ ન્યાયની બાબતમાં પણ ન હોવું જોઈએ. પ્રેમથી હળીમળીને રહો. થોડું ઓછુંવત્તુ બીજા પાસે જાય તો તે ગામમાં રહેવાનું છે. પણ બીજે ક્યાંક દૂર જશે તો 'નહીં મને, નહીં તને,' એવી વલે થશે. ગામમાં જ પંચમુખે પરમેશ્વર છે. તેનો આશરો લો.

જમણવાર વગેરે બીજા રીતરિવાજોની ચર્ચા હું અહીં નહીં કરું. જીવન ચોખ્ખું અને વિચારપૂર્વક જીવો. દરેક વસ્તુ વિવેકથી, વિચારપૂર્વક કરવાનું રાખો.

હવે ચોથી બાબત શાહુકારોની છે. તમે ઘર આગળ કપાસ પીલી બિયારણ પૂરતા કપાસિયા સંઘરી રાખો, ઘેર જ કપડું બનાવો. મગફળી, અળસી ઘેર સંઘરી રાખીને ગામની ઘાણીમાં પિલાવી લો, કોર્ટકચેરીએ જવાનું બંધ કરી ગામમાં જ ઝઘડા પતાવો, લગ્નો મેં કહ્યું તેવી રીતે કરો, તો શાહુકારની જરૂર ઝાઝી નહીં રહે. પણ આટલું કર્યા છતાંયે બધા લોકો શાહુકારના પાશમાંથી મુક્ત થશે એમ નથી. દેવાદારપણું રહેશે ખરું, પણ તે મર્યાદિત થશે.

તમારા દેવાના સવાલનો પૂરેપૂરો ઉકેલ સ્વરાજ્ય મળ્યા વિના નહીં કરી શકાય. સ્વરાજ્ય મળ્યે બધા શાહુકારોના હિસાબ તપાસવામાં આવશે. જે શાહુકારોને મુદ્દલ જેટલું વ્યાજ મળી ચૂક્યું હશે, તેમનું દેવું ચૂકવાયેલું ઠરાવી શકાશે. જેમને મુદ્દલ જેટલી રકમ પણ મળી નહીં હોય — વ્યાજને રૂપે મળી નહીં હોય — તેમની સાથે સમાધાન

નીમીને, તપાસ કરીને, ઘટતું કરવું પડશે. એમ ન થઈ શકે ત્યાં સુધી આજે મેં કહેલા માર્ગોએ ચાલો અને ધીમે ધીમે પોતા થકી શાહુકારથી દૂર રહેવાનો પ્રયત્ન કરો. પણ દેવું ચૂકવવાનું છે એટલા માટે બાલબચ્ચાંની ઉપેક્ષા નહીં કરતા. તેમને દૂધઘી આપજો. પૂરતું ખાવાનું આપજો. છોકરાં આખા સમાજનાં છે. હું તો મારા શાહુકારને કહું, 'છોકરાંને થોડું દૂધ આપું? મારા બાલબચ્ચાંને તેની જરૂર છે.' છોકરાં જેમ માબાપનાં છે તેવાં તે શાહુકારનાં પણ છે. એ આખા દેશનાં છે. તમે જ્યારે છોકરાંને કંઈક આપો છો ત્યારે તે થોડે અંશે શાહુકારને પણ આપતા હો છો. તેથી પહેલાં પેટને પેટભર આપો, બાલબચ્ચાંને આપો. ઘરની જરૂરિયાતો પ્રથમ પૂરી પાડી પછી શાહુકારનું દેવું ચૂકવવા જાઓ. દેવું ચૂકવવાનુ જ છે. મોજશોખ કરીને નહીં, પણ ખાતાંપીતાં વધે તો તમને લાવી આપીશું એમ શાહુકારને કહેજો.

આવી રીતે મેં તમને ચાર બાબતો અંગે કહ્યું. ગામડાંની લક્ષ્મી જે રસ્તે બહાર જાય છે તેમાંથી ચાર રસ્તાને અંગે તમને કહ્યું. એ કેવી રીતે પૂરી દઈ શકાય તેનો ઉપાય પણ બતાવ્યો. હવે પાંચમી બાબત સરકાર છે. આ સરકાર શી રીતે બંધ કરી શકાય? તમે પોતાને જોઈતી વસ્તુઓ પોતે બનાવતા થાઓ, પોતાના ગામમાં જ બનાવવા માંડો એટલે સરકાર આપોઆપ ઠેકાણે આવશે. સરકાર અહીં રહી છે. શા માટે? ઇંગ્લન્ડનો માલ સહેલાઈથી આપણા જેવા મૂર્ખાઓ પર લાદી શકાય તે માટે. પણ કાલે સમજુ થઈ આપણે ગામડાંને સ્વાવલંબી બનાવીએ તો સરકાર આપોઆપ ઢીલી થશે. આપણે જે કોઈ વસ્તુની જરૂર પડે તે ગામમાં ને ગામમાં બનાવીએ. આપણા ગામમાં જે ન બની શકે તે જ બીજા ગામમાંથી લાવીએ. શહેરનાં કારખાનાંનો બહિષ્કાર કરીએ અને પરદેશી વસ્તુ મુદ્દલે ન લેવાનું ધોરણ રાખીએ. પરદેશી અને દેશી કારખાનાંને તમે પોતાનાં ગામડાંમાંથી જે ખોરાક આપો છો તે બંધ કરી દો.

તે જ પ્રમાણે સલાહસંપથી રહો. અંદરઅંદર ઝઘડો ન કરો. ઝઘડો થાય તોય ગામમાં ને ગામમાં તેનો નિકાલ કરો. કોર્ટકચેરીનું મોં ન જોવું એવો ઠરાવ કરો. ગામની જ ચીજો, ગામનો જ ન્યાય; એમ કરશો તો એક પંથ ને દો કાજ જેવું થશે. દારિદ્રનો અંત આવશે અને સરકારની કેડ ભાંગી જશે તમે આવા સ્વાવલંબી, નિર્વ્યસની, ઉદ્યમી અને સંપીલા બનો એટલે પછી તમારા હકો તમને આપ્યા વિના સરકારનો છૂટકો નહીં થાય. તમારી આટલી તાકાત વધ્યા પછી પણ સરકાર તમારા હક નહીં આપે તો પછી સત્યાગ્રહ તો છે જ. પછી જે સત્યાગ્રહ થશે તે ગણ્યાગાંઠ્યા લોકોનો સત્યાગ્રહ નહીં હોય, તમામ જનતાનો હશે.

જમીનમહેસૂલ પેટે તમે દસ હજાર રૂપિયા સરકારને આપો છો. પણ કાપડને માટે પચીસ હજાર આપો છો. હવે ધારો કે આ સરકાર જલદી જવાની નથી. તેનું મહેસૂલ ઘટતું નથી. સ્વરાજ્ય મળ્યા પછી આપણે તે ઘટાડીશું, એ ભવિષ્યની વાત થઈ. પણ હાલ માત્ર કાપડ ગામમાં બનાવવાનું નક્કી કરો તો શું થશે? જણ દીઠ આશરે ૩ શેર ૩ ગણતાં ને ઘરમાં સામાન્યપણે પાંચ માણસ ગણીએ તો ઘર દીઠ ૧૫ શેર રૂ જોઈએ. વાપરવા માટે જોઈતા કપાસિયા પૂરતો સારો કપાસ ખેતરમાંથી વીણીને ઘરમાં લાવજો. એટલે સારામાં સારા કપાસિયા બીને માટે મળશે. જે રૂ થશે તેમાંથી કુટુંબને જોઈતા કાપડ પૂરતું રાખી બાકીનું વેચી દો. માણસ દીઠ બંગાળી ૩ શેર રૂ જોઈએ. તેની કિંમત સવા રૂપિયો થાય. ૩૨૦૦ માણસોને માટે ૪-૫ હજાર રૂપિયાનું રૂ સંઘરવું પડે. ૨૫ હજાર રૂપિયાનું કપડું ગામને જોઈએ. એમાંથી આ પાંચ હજાર રૂપિયા બાદ કરીએ એટલે ૨૦ હજાર રૂપિયા ગામમાં રહ્યા. સરકાર જમીન મહેસૂલ પેટે ૧૦ હજાર લઈ જશે તોપણ તમે ૨૦ હજાર બચાવશો. એટલે જ ગાંધીજી કહે છે કે, ખાદી એટલે સ્વરાજ્ય. એકલી ખાદીને લીધે ૨૦ હજાર રૂપિયા ગામમાં રહ્યા. ધારો કે કાલે સ્વરાજ

મળ્યું તો શું થશે? જમીનમહેસૂલ અર્ધું એટલે ૧૦ હજારનું પાંચ હજાર થશે. એટલે તમારા પાંચ હજાર રૂપિયા બચશે. પણ ખાદી વાપરવાથી ૨૦ હજાર રૂપિયા બચશે. એટલે હવે સાચું સ્વરાજ્ય શામાં છે તે ઓળખો. પૂર્વે આપણા દેશમાં બહારથી અનેક રાજસત્તાઓ આવી ને ગઈ, પણ આપણું ગામડાનું સ્વરાજ કદી નાશ પામ્યું ન હતું. તેને પરિણામે આપણે કંગાળ બન્યા ન હતા. પણ અંગ્રેજી હકૂમતમાં આ ખાદીનું સ્વરાજ, ગામડાના ઉદ્યોગધંધાનું સ્વરાજ ગયું અને તેથી ગામડાં ભેંકાર બની ગયાં. ઇંગ્લંડને તમારા કરવેરા કરતાં, જમીનમહેસૂલ કરતાં, તેનો જે કરોડો રૂપિયાનો વેપાર હિન્દુસ્તાન સાથે છે તેનો વધારે આધાર છે, તેની વધારે ફૂંક છે. જમીનમહેસૂલમાંથી તેને દસ હજાર મળશે. પણ તમને કાપડ વેચીને તે વીસ હજાર લઈ જશે. ખાંડ, ઘાસલેટ, વગેરે સેંકડો આવી વસ્તુઓ છે. તેથી સાચું સ્વરાજ શું તે ઓળખો. પુરુષાર્થ કરી સરકારને ક્યારે કાઢી શકાશે તે પછી જોઈશું. પણ ત્યાં સુધી મેં કહેલે માર્ગે તમે પોતપોતાનાં ગામડાં સ્વાવલંબી, ઉદ્યમી, એકબીજા પ્રત્યે પ્રેમથી રહેનારાં બનાવો. એમાં બધું આવી જાય છે.

## ૨૩

# ગામડાનું આરોગ્ય

પેલે દિવસે પવનારનો એક છોકરો મને રસ્તામાં મળ્યો. તેણે કહ્યું, "મને ફોલ્લા થયા છે, શું કરું?" એટલે તેને ટૂંકમાં એક મંત્ર આપી દીધો, "રોજ સવારે ગાયની તાજી છાશ પી, એટલે તારો રોગ જશે." ગામડાંના મારા બધા અનુભવ પરથી હું એવા નિર્ણય પર આવ્યો છું કે, ગાયની તાજી છાશ ગામડાનું એક મોટું તારક તત્ત્વ છે. એને માટે મેં સંસ્કૃતમાં એક સૂત્ર રચ્યું છેઃ तक्रं तारकम्।

ગામડામાં ફોલ્લા, ખસ, દરાજ, વગેરે ચામડીના રોગો નાનાં બાળકથી માંડી ઘરડાં સુધી બધાંને થાય છે. એનાં જે કારણો મને જણાયાં છે, તે તેના ઇલાજો સાથે અહીં રજૂ કરું છું.

૧. अस्वच्छ रहेणी — અને તેમાંય ખાસ કરીને નાહવાને અંગે બેદરકારી. રોજ સ્નાન ન કરનારા તો છે જ. પણ જેઓ રોજ સ્નાન કરે છે તેમના સ્નાનને 'સ્નાન' કહી શકાય તેમ નથી. એ ક્રિયા માટે મરાઠીમાં જે આંઘોળ શબ્દ રૂઢ થયો છે તે કદાચ શોભે. કારણ आंघोळ એટલે શરીર ભીનું કરવું એટલો જ અર્થ હું સમજ્યો છું. પણ ઘણી વખત એમ જોવામાં આવે છે કે, શરીરનો કોઈ ભાગ પૂરો ભીનો પણ થયેલો હોતો નથી. આને માટે ઘરમાં ઓથું હોય એવી નાહવાની જગ્યા જોઈએ. અને ત્યાં નગ્નસ્નાન કરવાનો રિવાજ રૂઢ કરવો જોઈએ અને શીખવવો જોઈએ. ગુહ્ય અવયવો સ્વચ્છ ધોવા જોઈએ. આ સાર્વત્રિક કેળવણીનો એક વિષય છે.

૨. पीवानुं गंदुं पाणी — ખાસ કરીને નદીકાંઠાનાં ગામોમાં અને તેમાંય ચોમાસામાં લોકો જે પાણી પીએ છે તે ઘણું ગંદું હોય છે. એનો ઓછામાં ઓછો ઉપાય પાણી ઉકાળીને પીવું એ છે.

હરિજનવસ્તીમાં તો ચોખ્ખું પાણી કદી મળે નહીં. હરિજનોના પાણીનો પ્રશ્ન તદ્દન સામાન્ય ભૂતદયાનો પ્રશ્ન છે. આવા સાદા પ્રશ્ન તરફ પણ જે સમાજ ધ્યાન ન આપે તે સ્વરાજ માટેની લાયકાત શી રીતે સિદ્ધ કરી શકે?

૩. આહારમાં ઊણપો અને ભૂલો — આ બાબતમાં ત્રણ મુખ્ય દોષો જોવામાં આવે છે. એમને હું ગામડાના આહારના ત્રિદોષ કહું છું.

(અ) સડેલી અથવા સળેલી વસ્તુ વાપરવી એ આહારની પહેલી ભૂલ કહી શકાય. ગામડાંમાં જે માંસમચ્છી ખરીદાય છે ને ખાવામાં આવે છે તે ઘણુંખરું સડેલાં હોય છે. રક્તપિત્તનો રોગ ફેલાતો જાય છે. તેનાં શાં કારણો છે તેની પૂરી તપાસ હજી તજ્જ્ઞો કરી શક્યા નથી. પણ તેનું એક કારણ કોહી ગયેલી કે ગંદી માછલી ખાવી એ છે. મજૂરોને જે સળેલું અનાજ આપવામાં આવે છે તે રદ્દીમાં રદ્દી હોય છે. આ બાબતમાં ગામડાંનાં મહાજનો ધ્યાન ન આપે તો સુધારો થવો અશક્ય છે.

(આ) ગામડાંના આહારમાં જે એક મોટી ઊણપ હોય છે તે એ કે રોજના ભોજનમાં શાકભાજી હોતાં નથી. શાકના મહત્ત્વ વિષે વધારે લખવાની જરૂર નથી. કારણ, એ એક સર્વમાન્ય બાબત છે. ખેડૂતોના ખોરાકમાં કેટલીક ઋતુઓમાં તો શાકભાજીનું નામ પણ હોતું નથી. અનાજ કરતાં શાક ચારગણું ખાવું જોઈએ એટલે સુધી કેટલાક શાકના હિમાયતીઓ કહેવા લાગ્યા છે. હું એવું કશું કહેવા માગતો નથી. ઊલટું શાકનું પ્રમાણ સામાન્યપણે થોડું જ સારું, એમ હું માનું છું. તેમ છતાં દરરોજ માથા દીઠ દસ તોલા શાક ખેડૂતોના ભોજનમાં જરૂરનું મનાવું જોઈએ.

(ઇ) ખોરાકની બીજી ઊણપ જે આ લેખની શરૂઆતમાં જણાવવામાં આવી છે તે ગાયની છાશની છે. રોજના ભોજનમાં કોઈક પણ પાચક અમ્લ તત્ત્વ જરૂરનું છે. ગાયની તાજી છાશ, એ થોડા

પ્રયત્નથી બધાંને દરરોજ મળી શકે એવું ઉત્તમ અમ્લ છે. પણ તે ઉપરાંત દૂધમાંનું બધું ઓજ (પ્રોટીન) છાશમાં હોય છે. ખનિજો પણ તેમાં ભરપૂર હોય છે. વરાડ ને નાગપુર તરફનાં ગામડાંના લોકોના આહારમાં અમ્લનો મોટે ભાગે અભાવ હોય છે. જુવારનો રોટલો અને મીઠું અને હળદર નાખેલી સાદી દાળ, એ બે સારી વસ્તુઓ એમના ભોજનમાં હોય છે. એ ઉપરાંત ચણાના લોટનું પીઠલું, જેને તેઓ ચૂન કહે છે અને જેમાં મરચાં વગેરે જિહ્વાદંશી ભભરાવેલા હોય છે, એ એક ગૌણ વસ્તુ તેઓ રુચિથી ખાય છે. એને લીધે ખસ વગેરે રક્તદોષના રોગો ઘણા જોવામાં આવે છે. આવા અનેક રોગો સંવારના નાસ્તામાં અચ્છેર તાજી છાશ આપીએ તો મટી જાય છે, એમ મેં જોયું છે.

આટલી છાશ બધાંને થોડા પ્રયત્નથી મળી શકે તેમ છે, એમ મેં ઉપર કહ્યું છે. પણ એટલો પ્રયત્ન કરીએ તો થાય ને?

## ૨૪

## ખાદીનું સમગ્ર દર્શન

જેલમાં તટસ્થ ચિંતન માટે થોડીઘણી ફુરસદ મળે છે. એટલે ત્યાં આપણી ચળવળ વિષે અને હિન્દુસ્તાનની તેમ જ આખી દુનિયાની પરિસ્થિતિ વિષે ઠીક ઠીક વિચાર થયો, ચર્ચા પણ થઈ. પરિસ્થિતિ એકંદરે કઠણ બની ગઈ છે એમ લાગતું હતું. આવે વખતે કેવા ઇલાજ લેવા જોઈએ તેનો અમે ત્યાં વિચાર કરતા. જેલમાંથી છૂટીને બહાર આવ્યા પછી થોડા જ દિવસમાં જાપાન અને અમેરિકાએ યુદ્ધમાં ઝંપલાવ્યું. એથી પરદેશોની વિષમ પરિસ્થિતિ વધુ વિષમ બની. તેથી જેલમાં કરી રાખેલા વિચારોમાંથી કેટલાક અધૂરા લાગવા માંડ્યા અને કેટલાક વધારે દૃઢ બન્યા. આ યુદ્ધના

વિરોધમાં કારણો જણાવતી વખતે આપણે ત્રણ કારણો આપતા: પહેલું, યુદ્ધની હિંસાખોરી; બીજું, બન્ને પક્ષે ઓછીવત્તી સામ્રાજ્યવાદી તૃષ્ણા; ત્રીજું, હિન્દુસ્તાનની સંમતિ લેવામાં ન આવી તે. પણ જાપાન અને અમેરિકાના યુદ્ધમાં જોડાયા પછી હવે લગભગ આખી દુનિયા યુદ્ધમાં સંડોવાઈ ગણાય. એટલે હવે આ યુદ્ધ માનવીના હાથમાં ન રહેતાં ઊલટો માનવી યુદ્ધના હાથમાં જઈ પડ્યો છે. તેથી આ યુદ્ધ સ્વૈર કે મૂઢ બન્યું છે. આ એક નવો મુદ્દો થયો. વાસુદેવ કૉલેજમાં બોલતી વખતે મુખ્યત્વે એ મુદ્દા પર મેં મારું ભાષણ યોજ્યું હતું.

પણ આવી રીતે દુનિયાનાં બધાં મોટાં રાષ્ટ્રો યુદ્ધમાં સામેલ થયા પછી મૂળે જ ગરીબ અને વિષમ પરિસ્થિતિમાં ઘેરાયેલું હિન્દુસ્તાન વધારે વિષમ પરિસ્થિતિ તરફ ઘસડાતું જાય છે. અંગ્રેજી રાજ્ય અહીં આવ્યું તે પહેલાં હિન્દુસ્તાન સ્વાવલંબી હતું. એટલું જ નહીં, પોતાની જરૂરિયાતો પૂરી પાડ્યા બાદ તે પરદેશોને પણ થોડોઘણો માલ પૂરો પાડતું હતું. હવે આજે તૈયાર માલની બાબતમાં હિન્દુસ્તાન લગભગ સંપૂર્ણપણે પરાધીન છે. રાષ્ટ્રના સંરક્ષણનાં સાધનો, યુદ્ધનો સરંજામ, વગેરે બાબતોને અંગેની પરાધીનતાની વાત હું નથી કરતો — જોકે અહિંસાનો માર્ગ ખુલ્લો ન હોય અને રાષ્ટ્રબુદ્ધિથી વિચાર કરવો હોય તો આ બાબતનો પણ વિચાર કરવો જોઈએ. પણ જીવનોપયોગી હંમેશની જરૂરી વસ્તુઓને અંગે હું બોલું છું. આવો માલ આજે હિન્દુસ્તાનમાં બનતો નથી અને બહારથી હાલના સંજોગોમાં બહુ ઓછો આવી શકશે. યુદ્ધમાં પડેલાં રાષ્ટ્રો યુદ્ધોપયોગી સામાન પેદા કરવાની ચિંતામાં હોય, તેથી બહાર નિકાસ કરવાને માટે તેમની પાસે બહુ ઓછો માલ તૈયાર થાય અને સંજોગવશાત્ જે માલ તૈયાર થાય તે બીજાં રાષ્ટ્રોને ન મળે એવી પેરવી શત્રુરાષ્ટ્રો કર્યા કરે. અમેરિકાનો માલ આવવા માંડે તો જાપાન એ માલ દરિયામાં ડુબાવે અને જાપાનનો માલ આવી

નહીં શકે. આવી રીતે બહારનો તૈયાર માલ આવતો મંદ પડે અથવા સદંતર બંધ થાય તો હિન્દુસ્તાનની સ્થિતિ ઘણી દયાજનક થશે. નવો તૈયાર માલ અહીં બનાવવાની બાબતમાં સરકાર જાણી-જોઈ ને ન કહીએ તોય પરિસ્થિતિને કારણે ઉદાસીન રહેશે. લડાઈમાં બધું ચિત્ત રોકાઈ જતાં બીજી ગંભીર યોજનાઓ સૂઝતી નથી. કોઈ પણ ઉપાયે હિન્દુસ્તાનનું રક્ષણ—અને ઇંગ્લંડના હાથમાં તે ટકી રહે એ જ અહીં રક્ષણનો અર્થ છે—થયું એટલે બહુ થયું, એવી સરકારની વૃત્તિ રહે તો તેમાં નવાઈ નથી.

આવી સ્થિતિમાં અમ કાર્યકર્તાઓ પર મોટી જવાબદારી આવી પડે છે. સામાન્ય સંજોગોમાં ખાદીની ખપત ઝાઝી નથી હોતી ને તેને માટે લોકોને મનાવવા પડે છે, એવો લોકો પર આક્ષેપ થતો હતો. હવે હાલની યુદ્ધની પરિસ્થિતિમાં આપણે લોકોને ખાદી પૂરી પાડી શકતા નથી, એવો આક્ષેપ આપણા પર થવાનો છે. આવી કટોકટીને સમયે આપણે ખાદીપ્રવૃત્તિને વેગ ન આપી શકીએ તો ખાદી માટે ભવિષ્યકાળમાં બહુ ઓછો અવકાશ રહેશે. જાજૂજીએ खादीजगतમાં હમણાં એક યોજના રજૂ કરી છે. એમાં તેમણે એ બતાવી આપ્યું છે કે, સરકાર બેકારોને જે કોઈ ઉદ્યોગો આપી શકે તે આપે, પણ એ કામમાં એની શક્તિ કે સામગ્રી પહોંચી ન વળે અને કામની ભૂખ બાકી રહે તો તેટલા પ્રમાણમાં ખાદીને સ્થાન આપવું એ સરકારની ફરજ છે. કોઈ પણ સરકારને ખાદીનું આ કાર્યક્ષેત્ર મોટે ભાગે માન્ય કરવું પડશે. પણ આ યોજના એટલે જ્યાં દેખીતી રીતે જ આપણે દાખલ થઈ શકતા નથી એવે ઠેકાણે યુક્તિથી પોતાનું પોટલું મૂકવા જેવું થાય. આપણું ઘર પચાવી બેઠેલા માણસને જઈ કહેવું કે, 'ભાઈ, ઘર તારું એમ તું કહે છે તો ભલે; પણ એ તને લાગે છે તેવું ભર્યું ભર્યું નથી. પેલી બાજુના ખૂણામાં થોડી ખાલી જગ્યા દેખાય છે ત્યાં મારું આટલું પોટલું રહેવા દે.' અને ઓછામાં

ઓછા અપેક્ષિત સદ્‌ગુણો પર આ માગણીનો હુમલો હોવાથી એનું પરિણામ આવ્યા વિના નહીં રહે.

પણ આવી જાતની દુકાળિયા ખાદી કંઈ ખાદીનો પાયો ન કહેવાય. આજે ખાદીનું જે ઉત્પાદન અને વેચાણ થાય છે તે પણ તેનો પાયો નથી. ઇમારતનો એ એક ભાગ છે ખરો. ખાદીની અંતિમ યોજનામાં પણ ઉત્પાદન અને વેચાણનો વિભાગ રહેશે અને આજના કરતાં એ ઘણો વધારે હશે. પણ ખાદીની સંપૂર્ણ યોજનાનો એ કેવળ એક ભાગ હશે. તે જ પ્રમાણે આજે કેકેકાણે જે વસ્ત્રસ્વાવલંબન ચાલે છે, ક્યાંક કોઈ ગામમાં ચાર વસ્ત્રસ્વાવલંબી માણસો છે, તો ક્યાંક કોઈ તાલુકામાં સોબસો વસ્ત્રસ્વાવલંબી થયા છે, એમ એનો કેકેકાણે છૂટોછવાયો પ્રચાર કરવાથી પણ આપણું મુખ્ય કામ પાર પડવાનું નથી. જુદી જુદી જગ્યાએ ચકલામાં કે ચોરાની જગ્યાએ મ્યુનિસિપાલિટીના દીવા કરવા જેવું એ થયું. એનો પણ જરૂર ઉપયોગ છે. તેથી બધી બાજુનું વાતાવરણ પ્રકાશિત થયેલું રહે છે. પણ ચોકમાંના દીવા ઘરના દીવાનું કામ નથી આપતા. તેથી આ છૂટુંછવાયું વસ્ત્રસ્વાવલંબન પણ ખાદીનું મુખ્ય કાર્ય નથી. ખેડૂત જેમ પોતાના ખેતરમાં અનાજ પકવે છે તેવી જ રીતે તે પોતાનું કાપડ પોતાને ઘેર બનાવે, એ વિચારસરણી ખાદીનો પાયો છે.

શરૂઆતમાં આ કામ કરવાનું કદાચ શકય ન બનત. તેથી આપણે જુદી રીતે ખાદીનો પાયો નાખ્યો. એ પણ એક રીતે સારું થયું. તેથી ખાદીને વેગ મળ્યો અને થોડીઘણી ખાદી આપણે આપી શકયા. પણ હવે લોકોની ખાદીની માંગ વધશે. આપણે તે આજની રીતે પૂરી નહીં પાડી શકીએ. આવી પરિસ્થિતિમાં આપણે લાચાર થઈ શાંત બેસી રહીશું તો આપણે ગુનેગાર ઠરીશું. અને ઠરીશું તો તેમાં કશું અજૂગતું નહીં થાય. કારણ, ખાદીને વીસ વરસનો સમય મળી ચૂકયો છે. હિટલરે પો-

રાષ્ટ્રને વીસ વરસમાં ઊભું કર્યું. ૧૯૧૮માં જર્મનીનો સંપૂર્ણ પરાભવ થયો અને ૧૯૩૮માં તે પહેલા દરજ્જાના રાષ્ટ્ર તરીકે ખડું થયું. રશિયાએ જે બળ મેળવ્યું છે તે પણ ગયાં વીસ વરસમાં જ કેળવ્યું ને મેળવ્યું. એ સમય દરમ્યાન તેણે નવા વિચારની અને આચારની જગતને આકર્ષે એવી પ્રણાલિકા રચી છે. ખાદીને પણ એવો જ વીસ વરસનો ગાળો મળ્યો ગણાય. આટલા વખતમાં ખાદી કશો ઝાઝો ચમત્કાર કરી શકી નથી તેનાં ઘણાં કારણો છે. એટલે જર્મની અને રશિયા સાથે સરખામણી કરી આપણે પોતાની જાતને હલકી પાડવાની જરૂર નથી. છતાં આવા સંકટને સમયે આપણે લાચાર બનીએ તો પછી મેં હમણાં કહ્યું તેમ ખાદીને માટે એક ખૂણો માગીને એટલાથી સંતોષ માનવો પડશે પણ તેમ થતાં જેને અહિંસાની યોજનામાં કેન્દ્રસ્થાન છે તે ખાદી પાછળની મુખ્ય દૃષ્ટિને છેહ દીધા બરાબર થાય. ખાદી અને અહિંસાનો સંબંધ ઓછામાં ઓછું હિન્દુસ્તાનમાં તો અતૂટ મનાવો જોઈએ.

લોકોની ખાદીની માંગ વધે એટલે આપણે તેમને કહીશું કે, 'સૂતર કાંતો.' એટલે તેઓ કહેશે, 'અમને પૂણી આપો.' અને આપણી ચળવળમાં પૂણીનો સવાલ બહુ કપરો છે. પૂણી પછીની ક્રિયાઓ પ્રમાણમાં સહેલી છે. પૂણીનો સવાલ શાસ્ત્રીય રીતે કે વહેવારુ રીતે આપણે હજી ઉકેલ્યો નથી. એટલે લોકોને આપણે કહેવું પડશે કે, 'તમે પીંજી લો.' એટલે તાંતનો સવાલ ઊભો થશે. મજબૂત તાંતની મોટા પ્રમાણમાં માગણી થાય તો તે એકદમ પૂરી નહીં પાડી શકાય. એટલે કામ અટકી પડશે. આનો હું જેમ જેમ વિચાર કરું છું તેમ તેમ મારી નજર પેલા દશયંત્રપીંજણ પર જાય છે. પાંચ અને પાંચ મળીને દશ આંગળાથી જે કામ થાય છે તેને દશયંત્ર કહે છે. સોમરસ દશ આંગળાંથી નિચોવીને કાઢવામાં આવતો તેથી વેદમાં दशयंत्राः सोमाः એવો તેનો ઉલ્લેખ

છે. તેવું જ આ કપાસ ઓળીને કપાસિયા અલગ કરવાનું દશયંત્રપીંજણ છે. એ બહુ લાભકારક અને લગભગ બધી મુશ્કેલીઓમાં મદદકર્તા નીવડશે એમ લાગે છે. પેલે દિવસે હું ખરાંગણા ગયો હતો. ત્યાં મેં આ દશયંત્રપીંજણનો પદાર્થપાઠ આપ્યો. પ્રેક્ષકોમાંથી એક જણે 'હુ કરી જોઉં' એમ કહીને જોતજોતામાં ૧૫-૨૦ મિનિટમાં ઉત્તમ ન કહી શકાય તોયે સારી સરખી પૂણી બનાવી. આટલી સહેલાઈથી એ વાપરતાં શીખી શકાય છે. એની ગતિ પણ વહેવારમાં એનો ઉપયોગ કરી શકાય એટલે સુધી પહોંચી છે. એને અંગેના કેટલાક બોધક આંકડા વલ્લભ-સ્વામીના લેખમાં આવી ગયા છે, અને તેથી પણ વધારે આકર્ષક નવા આંકડા મારી પાસે આવ્યા છે. નાગપુર જેલમાં કરેલા પ્રયોગોને આધારે મે જેલમાથી આને વિષે એક લેખ પણ લખ્યો હતો. શ્રી રામદાસ ગુલાટીને જ્યારે મેં આ પદ્ધતિથી પૂણી કરી બતાવી ત્યારે તેમણે મને એમ કહ્યું કે, મિલની પૂણીની લગભગ બધી ખાસિયતો આ પૂણીમાં આવી જાય છે અને શાસ્ત્રીય દૃષ્ટિથી આ પૂણી લગભગ ખામી વગરની છે. આ દશયંત્રપીંજણને સાર્વત્રિક બનાવવાને માટે આ વિષયમાં વધુ સંશોધન અને પ્રયોગો અહીં આપણા ગ્રામસેવામંડળમાં થવા જોઈએ. તે જ પ્રમાણે ગાંધી સેવાસંઘ, ચરખા સંઘ, વગેરેએ પણ આને ઉત્તેજન અને વેગ આપવો જોઈએ. આને લીધે ખાદીકાર્યમાં નડતી મોટી મુશ્કેલી દૂર થાય એવો સંભવ છે.

બીજી મહત્ત્વની બાબત વણકરો પોતે કાંતે અને તેની ખાદી બનાવે એ છે. શ્રી જાજૂજીએ એ તરફ બધાનું ધ્યાન ખેંચ્યું છે. હિંદુસ્તાનમાં વણકરોનો મોટો વર્ગ છે. યુદ્ધના કાળમાં એ લોકો માટે કશી વ્યવસ્થા થવાની નથી. તેથી તેમને ખાદીના કામમાં લગાડવા જરૂરી છે. વણકરો જાતે કાંતીને વણશે તો આજે તેમને બીજાનું કાંતેલું સારુંનરસું ગમે તેવું સૂતર વણવા માટે જેટલી મજૂરી મળે છે તેનાથી ઓછી મજૂરી નહીં પડે, એ વાત અનેક આંકડાઓ કાઢીને મેં જોઈ છે. પોતાનું

કાંતેલું સૂતર વણતાં તેમને ખૂબ મજા આવશે. આ બાબતમાં મોટા પાયા પર પ્રયોગ થવાની જરૂર છે.

આમ થતાં જે જે ઠેકાણે જે વસ્ત્રસ્વાવલંબી લોકો હશે તેમનું સૂતર પણ ત્યાં ને ત્યાં વણવાની સગવડ થશે. તે માટે સ્વાવલંબી લોકોનું સૂતર સુધરવાની જરૂર છે. સૂતર સુધારવાનું કહું છું એટલે વળી પાછી દશયંત્રપીંજણ તરફ નજર જાય છે. સામાન્ય યંત્રપીંજણ બીજે બધે વખતે ઉપયોગી છે એમ માનીએ તોપણ યુદ્ધકાળની વ્યાપક યોજનામાં તે નકામી છે. એ યંત્રમાં જેટલી શાસ્ત્રીય પૂણી નથી બનતી તેટલી આ દશયંત્રમાં બને છે એવો મારો દાવો છે. પણ આ દશયંત્રપીંજણ એટલે કે કપાસ ઓળવાનું ને સળીપાટલાથી કપાસિયા લોઢવાનું વગેરે કપાસથી માંડીને શરૂ થવું જોઈએ એ આમાં માની લેવામાં આવ્યું છે. આજે બધે સામાન્યતઃ રૂમાંથી આગળની બધી ક્રિયાઓ થાય છે, તેને બદલે કપાસમાંથી કરવી જોઈએ. ખેડૂતે પોતાના ખેતરમાંનો સારામાં સારો મોટાં કાલાંવાળો સ્વચ્છ કપાસ સંઘરવો જોઈએ. એ કપાસ પછી સળીપાટલા જેવા સાધનથી લોઢી લેવો જોઈએ. સળીપાટલાના ચરખામાં પિલાયેલો એક પણ કપાસિયો ઘણું કરી નકામો નહીં જાય અને સારામાં સારાં કાલાં વીણી લેવાતાં ભેળસેળ વગરના સુંદર કપાસિયા ખેડૂતને બિયારણ માટે મળશે અને તેના ખેતરમાં પાક સારો થશે. કપાસથી બધી પ્રક્રિયાઓ શરૂ કરવાના આવા અનેક લાભો છે. રૂથી શરૂ કરવાથી આપણે તે બધા ગુમાવીએ છીએ. ખાદીનું સમગ્ર દર્શન એટલા નક્કર અર્થશાસ્ત્રના પાયા પર ઊભું છે કે તેનાથી વધારે સસ્તું કશું જ સાબિત નહીં કરી શકાય. પણ ખાદીને નામે વચમાંની એકાદ તૂટક પ્રક્રિયા સમજવી એ ખાદીને નાહક બદનામ કરવા જેવું છે.

સમગ્ર દર્શનનો આ વિચાર કાર્યકર્તાઓએ બરાબર ધ્યાનમાં લેવા જેવો છે. મિલો સસ્તી પડે છે એમ કહેવાય છે. અમે હિસાબ કરીને એ મોંઘી છે એમ બતાવીએ છીએ. મિલોમાં વ્યવસ્થાપકોને અંગેનું

ભારે ખર્ચ, યંત્રોનું ખર્ચ અને વાહનખર્ચ, ઘસારો, માલિકોનો બેફામ નફો વગેરે અનેક અનિષ્ટો દેખીતાં છે. પણ આ બધાં અનિષ્ટો છતાં મિલ સસ્તી લાગતી હોય તો તેમાં કંઈક જાદુ હોવું જોઈએ અથવા અમે તેના પર જે આક્ષેપો કરીએ છીએ તે ખોટા હોવા જોઈએ. આક્ષેપ ખોટા છે એમ કહી શકાય તેમ નથી. એટલે એમાં જાદુ છે એ જ વાત ખરી. જાદુ એ છે કે, મિલ પોતાની મેળે સ્વતંત્ર ઘટક નથી. એક આખી યાંત્રિક રચનાની સાંકળની એક કડી છે. મોટા કારખાનામાં મુખ્ય ઉદ્યોગની સાથે સંબંધવાળા બીજા નાનામોટા ઉદ્યોગો પણ ચલાવવામાં આવે છે. એ કારખાનું ખાસ એ ઉદ્યોગો માટે નથી ચલાવવામાં આવતું તેથી તેમની પેદાશને ગૌણ પેદાશ કરેવામા આવે છ. આવી ગૌણ પેદાશમાંથી થાત નફાનો લાભ કારખાનાના મુખ્ય ઉદ્યોગને આપવામાં આવે છે. અને એ બધો નફો એકઠો થાય છે એટલે એ કારખાનું પરવડે છે. મિલની સ્થિતિ એવી જ છે. એ એક સંપૂર્ણ વિચાર-સરણીનો અંકોડો છે. મિલો આવી એટલે એની સાથે આગગાડીઓ આવી. શાંતિના સમયમાં માલની લાવલઈજા કરવી એ તેમનું મુખ્ય કામ હોય છે. માલની સાથે મુસાફરોને પણ એનો લાભ મળે છે ખરો. લોકોને દૂર દૂર જવાની ટેવ પડે છે. આથી તેમના લગ્નસબંધો પણ દૂર દૂર થવા માંડે છે. આવી રીતે આગગાડી તેમના જીવનની એક જરૂરી વસ્તુ થઈ પડે છે. પછી તેનો લાભ લઈને મિલ સસ્તી છે એવો આભાસ નિર્માણ કરી શકાય છે. આગગાડીનો એક દાખલો આપ્યો. આવી અનેક વસ્તુઓ મિલોના સાથમાં ઊભી છે તેથી મિલ સસ્તી હોવાનો ભાસ થાય છે. એકલી મિલનો વિચાર કરવામાં આવે તો તે ઘણી મોંઘી પુરવાર થાય. આ જ ન્યાય ખાદીને લાગુ પાડવો જોઈએ. ખાદીની એક જ બાબત ધ્યાનમાં લઈએ તો તે મોંઘી લાગશે. પણ આવો તૂટક વિચાર ન કરી શકાય. કોઈ ખૂબસૂરત માણસના શરીરના જુદા જુદા અવયવો કાપી આપણે

તેનું સૌંદર્ય જોવા બેસીએ તો કેવું લાગશે? કાપેલું નાક સુંદર દેખાશે? એમાં આરપાર કાણાં દેખાશે. આવી રીતે જુદા પાડેલા અવયવો જોકે સ્વતંત્રપણે સુંદર નહીં દેખાય તોપણ એ બધા મળીને શરીરને સૌંદર્ય બક્ષે છે. સમગ્ર જીવનનો ખ્યાલ કરીને ખાદી એમાંનો એક અંકોડો કે કડી છે એવો વિચાર કરીએ તો ખાદીજીવન મિલજીવન કરતાં કેટલુંય સસ્તું જણાશે.

ખાદીની બાબતમાં વાહનખરચનો સવાલ જ નથી. એ જ્યાંની ત્યાં થશે. તેનો બંદોબસ્ત પણ ઘરમાં ને ઘરમાં થશે. એટલે વ્યવસ્થાપકોનો છેદ ઊડી જશે. કાપડની જેટલી જરૂર હોય તેના કરતાં વધારે કપાસ વવાશે નહીં એટલે કપાસનો બજારભાવ આપણા હાથમાં રહેશે. ચોખ્ખાં કાલાં વીણી લઈ તે ઘેર ને ઘેર પીલવાથી વાવવાને માટે સારામા સારા કપાસિયા મળશે, અને તેથી ખેતી વધારે ખીલશે ને માતબર થશે. વધારાના કપાસિયા વેચવાની ફરજ નહીં પડે ને તે સીધાં ગાયને મળે તો દૂધ, ઘી અને બળદ પણ સારામાં સારાં મળતાં થશે. વસ્ત્રસ્વાવલંબન પૂરતાં કાલાં વીણીને સળીપાટલાના અથવા તેના જેવા જ ગુણવાળા ચરખા વડે પીલવામાં આવે તો એમાંનું તાજું ચોખ્ખું રૂ પીંજતાં મુશ્કેલી નહીં પડે. દરાયંત્રમાં એ સારી રીતે પીંજાશે એટલે સૂતર સરખું અને કસવાળું નીકળશે. સૂતર સારું આવશે એટલે તે વણવાનું પણ સહેલું પડશે. એ સારી રીતે વણાશે એટલે વહેવારમાં લાંબો વખત ટકશે. કપડું વધારે ચાલશે એટલે એટલા પ્રમાણમાં કપાસના વાવેતર માટેની જમીનમાં બચત થશે. આ બધી વસ્તુઓને તેલઘાણી વગેરે ગ્રામોદ્યોગોનો સાથ આપી પછી ખાદી સસ્તી પડે છે કે મોંઘી એનો વિચાર કરીશું તો ખાદી જરાય મોંઘી પડતી નથી એમ દેખાશે. ખાદીનું આ સમગ્ર દર્શન તમારી નજરમાં આવશે એટલે ખાદીકાર્યની શરૂઆત કપાસથી શરૂ કરવાને બદલે રૂથી કરવામાં કેવી હાનિકારક ભૂલ છે એ તો તમારા ધ્યાનમાં

આવશે એટલું જ નહીં, પણ વધારામાં સમગ્ર ખાદીકાર્ય સાંગોપાંગ શી રીતે કરી શકાય તેની દૃષ્ટિ પણ કેળવાશે.

બીજી એક વાત મારે કહેવાની છે. તેથી આ સમગ્ર દર્શન વધારે સ્પષ્ટ થશે. વળી એ એક સ્વતંત્ર મુદ્દો છે. પાંચછ વરસ પરની વાત છે. રેલવેના પ્રવાસ દરમ્યાન મારો રેંટિયો ખોલી હું કાંતવા લાગ્યો. મૂળમાં મારી આંખો ખરાબ ને તેમાં ગાડીના ધક્કા લાગતા હતા તેથી ધીમે ધીમે કાંતતાં પણ તાર અવારનવાર તૂટતા હતા. તાર તૂટતાં વેંત મારા સિદ્ધાન્ત પ્રમાણે હું તે સાંધી લેતો. મારી પડખે એક સદ્‌ગૃહસ્થ બેઠા હતા. બી. એસસી થયેલા હતા. મારી એ પ્રવૃત્તિ તરફ તેઓ ધ્યાન દઈને જોતા હતા. થોડા વખત પછી તેઓ બોલ્યા, 'તમને થોડુંક પૂછવા માગું છું.' મેં કહ્યું, 'પૂછો.' તેમણે કહ્યું, 'તૂટેલા તાર સાંધવા પાછળ તમે આટલો બધો વખત ગાળો છો, તેના કરતાં તૂટેલું સૂતર ફેંકી દો તો અર્થશાસ્ત્રની દૃષ્ટિથી વધારે ફાયદો ન થાય?' મેં તેમને કહ્યું, 'અર્થશાસ્ત્ર બે પ્રકારનું છે: એક આંશિક અથવા એકાંગી અને બીજું પરિપૂર્ણ. એ બેમાંથી એકાંગી અર્થશાસ્ત્ર બાજુએ મૂકી પરિપૂર્ણ અર્થશાસ્ત્રની દૃષ્ટિથી કસોટી કરવી એ જ યોગ્ય ગણાય.' તેમણે કહ્યું, 'બરાબર છે.' પછી મેં તેમને પૂછ્યું, 'થોડું તૂટેલું સૂતર ફેંકી દો તોય ચાલે એમ તમે કહો છો, તો તેની મર્યાદા ક્યાં મૂકશો? કેટલા ટકા ચલાવી લેશો?' તેમણે કહ્યું, 'પાંચ ટકા સુધી ચલાવી લેવાય.' પછી મેં કહ્યું કે, 'સાંધી શકાય એમ હોય છતાં પાંચ ટકા સૂતર નકામું જવા દેવું એનો શો અર્થ થાય છે તે વિચારવા જેવું છે. એનો અર્થ એવો થયો કે, એ રીતે કાંતનારો બેઠો બેઠો કપાસના સો એકરના વાવેતરમાંથી પાંચ એકરનું બાળી નાખે છે. તાંતનાં સો કારખાનાંમાંથી પાંચ કારખાનાં બેકાર બનાવે છે. કાંતનારાઓ માટે બાંધેલાં સો મકાનોમાંથી પાંચ મકાન પાડી નાખે છે. હિસાબના સો ચોપડામાંથી પાંચ ચોપડા ફાડી નાખે છે,

વગેરે. વધારામાં આ ટકાનો ન્યાય જેના હાડમાં ઊતર્યો હોય તેના જીવનના બધા વહેવારોને એ વ્યાપવાનો. એને પરિણામે થતી હાનિ કેટલી ભયાનક નીવડશે એ સહેજે સમજાય તેવું છે. જમતી વખતે ભાણામાં કોઈ ખાવાનું છાંડે તો આપણામાં તેને ચરબી ચડી છે એમ કહેવાય છે. કારણ, ભાણામાં છાંડવું એનો અર્થ ખેડૂતના બળદથી માંડી રસોઈ કરનાર મા સુધી બધાની મહેનત તે બરબાદ કરે છે એવો થયો. તેથી ભાણામાં છાંડવાથી મા ચિડાય છે એટલું જ પૂરતું નથી. હળ ખેડનાર બળદે છાંડનારને એક લાત મારવી જોઈએ અને ખેડૂતથી માંડીને બીજા બધાએ એને એક એક ધપ્પો મારવો જોઈએ.'

એટલા માટે કોઈ પણ વસ્તુ સમગ્રપણે જોવી જોઈએ. એટલા માટે જ ગીતામાં ઈશ્વરવિષયક જ્ઞાનને પણ असंशयं समग्रं એ બે વિશેષણો જોડેલાં છે. આપણી ખાદીની ચળવળને અને યોજનાને સમગ્ર દર્શનની ખૂબ જરૂર છે. આપણે સમગ્ર દર્શનપૂર્વક ખાદીને વેગ આપીએ તો, અને તો જ, તે વ્યાપક થઈ શકશે. આપણી કસોટીનો આ સમય છે. તેવી રીતે તે ખાદીના વ્યાપક પ્રસારની શકચતાનો પણ અવસર છે. તે માટે મેં મારી સૂચનાઓ ટૂંકમાં અહીં રજૂ કરી છે. તેનો તમે બધા ઉપયોગ કરશો એવી હું અપેક્ષા રાખું છું.

## ૨૫

# યંત્રયુગ અને ખાદી*

મારા વહાલા મિત્રો,

નાગપુરથી હું તદ્દન અપરિચિત નથી. તમારામાંના કેટલાકના ચહેરા પરિચિત છે. તેમ છતાં હું કેટલાંય વરસ થયાં નાગપુર આવ્યો નથી. આ વખતે આવ્યો તે પણ નસીબજોગે. કારણ, મેં અહીં આવવાનો વિચારસરખો કર્યો ન હતો. ગાંધીસપ્તાહને નિમિત્તે પણ હું ઝાઝો બહાર જતો નથી. આજે જોકે અહીં આવવાનું શાથી બન્યું તેની ખબર નથી. જે પ્રાન્તમાં આપણે રહીએ છીએ એના મુખ્ય શહેરમાં શી સ્થિતિ છે તે જોવાનું મળશે એવા કંઈક અસ્પષ્ટ ખ્યાલથી હું અહીં આવ્યો છું. આવ્યો તોયે મેં ભાષણ આપવાનું માથે લીધું ન હતું. તમે કાંતશો તો તમારા ભેગો હુંયે કાંતીશ એવા ખ્યાલથી આવ્યો હતો. તેમ છતાં જેને મોઢું છે તેણે મૌનવ્રત લીધું હોય તે બાદ કરતાં સામાન્ય સંજોગોમાં બોલવું જોઈએ.

અહીં જોઉં છું કે ઝાઝા માણસો કાંતતા દેખાતા નથી. પણ તેથી હું નિરાશ થતો નથી. ઘણા લોકો ખાદીનો ફેલાવો થતો નથી તેથી નિરાશ થાય છે. ઘણા લોકોમાં ખાદીને માટે ઉત્સાહ નથી એ જોઈ મારો ઉત્સાહ વધે છે, ખાદી પરનો વિશ્વાસ દૃઢ થાય છે. કાંતણનો કે ખાદીનો ફેલાવો સહેલો હોત તો મને તે માટે ઉત્સાહ ન થાત. ચાની વાત લો. જોતજોતામાં તેનો ફેલાવો થયો. ખાદીનો

---

* ગાંધીસપ્તાહ નિમિત્તે ૬-૧૦-'૪૦ને રોજ નાગપુર મુકામે આપેલું ભાષણ.

ફેલાવો ચાની જેમ થયો નથી. એવી રીતે એનો ફેલાવો થાત તો ચા, બીડી, અફીણ વગેરે પદાર્થોની કોટિની તે બની હોત. ખાદી કેવળ બાહ્ય વસ્તુ નથી. તે એક વિચારસરણી છે. અને વિચારનું એવું હોય છે કે પોતાને ગળે ઊતર્યાં વિના કોઈ તેને સ્વીકારતું નથી. ગળે ઊતર્યા વિના કોઈ માણસ વિચાર સ્વીકારવા માંડે તો માનવપણું, વિચારીપણું, એનામાં ઓછું છે, એમ કહેવું પડે. મહારાષ્ટ્રમાં ચિકિત્સાવૃત્તિ વધારે છે એમ કહેવાય છે. પણ એ સાચું નથી. ચિકિત્સાવૃત્તિ સારી વસ્તુ છે; પણ મારી ફરિયાદ એવી છે કે મહારાષ્ટ્રમાં તે પૂરતા પ્રમાણમા નથી જેવી અંધશ્રદ્ધા હોય છે તેવી અંધ અશ્રદ્ધા પણ હોય છે. આંધળાપણાનો રોગ એકલી શ્રદ્ધાને થતો નથી, તે અશ્રદ્ધાને પણ થાય છે. આંધળી અશ્રદ્ધા કંઈ ચિકિત્સાવૃત્તિ નથી.

આ નાગપુર શહેરમાં હજારો દુકાનો છે. પણ એમાં ખાદીની અને ગ્રામોદ્યોગની દુકાન એક કે બે હશે! આમ શા માટે? કહે છે કે, આ યંત્રયુગ છે: ખાદીગ્રામોદ્યોગ અહીં શી રીતે નભી શકે? આ યંત્રયુગ ક્યાથી આવ્યો? જેમ પેલા કળિયુગ માનનારા લોકો હોય છે — પુરુષાર્થશૂન્ય, બાઘા, કળિયુગવાદી લોકો હોય છે — તેવા જ આ કળયુગવાદી યંત્રમાં માનનારા લોકો છે! તમારા પર કોઈ એ લાદવા આવ્યું હતું? હુ આશ્રમમાં રહું છું. રોજ કેટલીયે આગગાડીઓ ત્યાંથી આવજા કરે છે. તેમનો અવાજ મને સંભળાય છે. હજારો માઈલ હજારો મણ માલ લાવવા લઈ જવાનું કામ તે કરે છે. પણ મને એ ગાડી મારી મરજી વિરુદ્ધ હલાવી કે ખસેડી શકતી નથી. ચેતન મને એ અચેતન શી રીતે હલાવી શકવાની હતી? મારી આજુબાજુ, આગળ પાછળ, ઉપર નીચે, (બધા અવ્યયો તમે વાપરી શકો) યંત્રયુગ છે. પણ જ્યાં સુધી એ યંત્રયુગનો હું પોતે સ્વીકાર ન કરું ત્યાં સુધી તે યંત્રયુગ મને શું કરી શકવાનો હતો? મને એ કેવી રીતે વ્યાપવાનો હતો? કોઈ જઈને દીવાને કહે કે,

દુઃખ્યા વિના નહીં રહે.) જે ગણનાયકો છે તેમને આજનું ચાલુ યુદ્ધ જોઈ હસવું આવે છે.

હમણાં ત્રણ રાષ્ટ્રો વચ્ચે પૅક્ટ (કરાર) થયો છે. એ પૅક્ટ શા માટે થયો જાણો છો? આ યંત્રયુગમાં જે પોતાના સકંજામાં સપડાયા નથી તેમને પીલી કાઢવા માટે. એક ચોરે વિચાર કર્યો કે હવે હું એક સર્વશ્રેષ્ઠ ધંધો કરીશ — ચોરીનો. આ ધંધાને મૂડી જોઈએ દસબાર આનાની અને તેમાંથી આવક થાય છે લાખ્ખોની! અને તે પણ થોડા જ વખતમાં. ગણ્યાગાંઠ્યા આ ધંધો કરે છે અને બાકીના બધા તે કરતા નથી, તેથી એ ચાલે છે. પણ બધા એ ધંધો કરવાનું નક્કી કરે તો? તો નહીં ચાલે. ભીખ માગવાનો ધંધો પણ આવો છે. જે વસ્તુ વ્યાપક થતાં પોતાનો નાશ કરે છે તે અભદ્ર છે. આ એક સિદ્ધાંત છે. ચોરી, ભીખ વગેરેને વ્યાપક બનાવો એટલે એનો અંત આવે. યંત્રનો ધંધો પણ એવી રીતે જ મરી જાય છે. ઍડમ સ્મિથે અર્થશાસ્ત્ર લખ્યું છે. એના ખ્યાલ પ્રમાણે અર્થશાસ્ત્ર એટલે પૈસા મેળવવાનું શાસ્ત્ર. તેણે આખા જગતનો વિચાર ન કર્યો. એકલા પોતાના રાષ્ટ્રનો વિચાર કર્યો અને એવો સિદ્ધાંત ઠોકી દીધો કે યંત્રથી સંપત્તિ વધે છે. પણ કોની વધે છે? શાથી વધે છે? જેઓ યંત્રો વાપરે છે તેમની વધે છે. અને બીજા લોકો વાપરતા નથી તેથી વધે છે. પણ યંત્રથી સંપત્તિ વધે છે એ વાત મૂળમાં સાચી છે? આપણા હિંદુસ્તાનમાં માણસ દીઠ જમીનનું પ્રમાણ એક એકર આવે છે. કપાસ, શણ અનાજકઠોળ, અળસી, દિવેલા, જે કંઈ કરવું હોય તે આ એક એકરમાંથી. મરી ગયા પછી દાટવાનું તે પણ એમાં. હવે, યંત્રથી આ એક એકરની દોઢ એકર જમીન થવાની છે? પણ એ (ઍડમ સ્મિથ) કહે છે, પાક જલદી થશે ને? અગાઉ એમ કહેવામાં આવતું કે યંત્ર વડે માણસ તવંગર બને છે; હવે કહેવામાં આવે છે કે, તેથી કામ જલદી થાય છે ને માણસને ફુરસદ રહે છે!

યંત્રથી માણસ પૈસાદાર થતો નથી. યંત્રથી માત્ર હાથચાલાકીના ખેલ થાય છે: એકના ખિસ્સામાંથી પૈસા બીજાના ખિસ્સામાં જાય છે એટલું જ.

હવે યંત્રને લીધે કામ જલદી પતે છે અને માણસને મનોરંજન માટે અવકાશ મળે છે, ફુરસદ મળે છે, એમ જે કહેવામાં આવે છે, તેમાં કંઈ તથ્ય છે? યંત્ર પર ત્રણચાર કલાક કામ કરો, બાકીનો વખત મોજ કરો, બે ઘડી રેડિયો સાંભળો. હું કહું છું, તારે એ રડયા રેડિયોને શું દાળમાં નાખવો છે? કહે છે ચાર કલાક વૈતરું કરો! અરે, હું ચોવીસે કલાક આનંદ ભોગવનારો આનંદી જીવ છું. અને તું મને ચાર કલાક યંત્રના ચાક પર ચડાવવા માગે છે કે? આ તો રાજા ઉદાર થયો તો કે કોળું બક્ષિસ આપ્યુ એના જેવું થયું! એક લોઢાનું યંત્ર છે અને તેની સાથે બીજું માણસનું યંત્ર ઊભું કરવાનું. તાર તૂટે કે પેલાએ જોડી આપવાનો. ક્યાંક ખટ થયું, કશો વાંધો પડ્યો કે ઝટ દઈને આણે ત્યાં દોડી જવાનું. એના જીવને એક ક્ષણની ફુરસદ ન મળે. વાત કરવાની નવરાશ નહીં. તીવ્ર કામ કરો, ને પછી તીવ્ર આનંદ લો. આવું તમારા આ યંત્રયુગનું તંત્ર છે! એક જણે મને કહ્યું, 'સિનેમા જોઈને ઘણો આનંદ થાય છે. બોલપટ જોઈને, સાંભળીને બસ આનંદ જ આનંદ થાય છે.' મેં પૂછ્યું,'ત્યારે તો તું એ દરરોજ જોતો હશે?' એણે કહ્યું, 'ના, બે ત્રણ દિવસને આંતરે જોઉં છું.' મેં પૂછ્યું, 'વરસના ત્રણસો પાંસઠ દિવસ કેમ જોતો નથી? લાભોઃ લાભ, બે, ત્રણ, એમ ગણતો જાય તો શું ખોટું? વારુ, જે દિવસે તું સિનેમા જુએ છે તે દિવસે તને ઊંઘ કેવી આવે છે? ઘસઘસાટ આવે છે?' 'ના, સિનેમાનાં ચિત્રો સ્વપ્નામાં દેખાય છે.' કેટલી દુઃખની વાત! ગાઢ ઊંઘ પણ નહીં. ગાઢ નિદ્રા કરતાં બીજી કોઈ વધારે આનંદ આપનારી વસ્તુ છે ખરી? ઊંઘનું એવું છે કે તેની પહેલાંનો કાર્યક્રમ તદ્દન સૌમ્ય હોય તો એ સારી આવે છે. સોય કેવી હોય છે? એક છેડા તરફથી પાતળી થતી થતી છેવટે માત્ર અણી રહે છે! તેવી

રીતે કાર્યક્રમની તીવ્રતા ક્ષીણ થતી થતી, સૂક્ષ્મ થતી થતી, સૌમ્ય થતી જવી જોઈએ. પછી પેલાએ જ મને પૂછયું, ' તમે જ કહો મને સિનેમા શાથી ગમે છે ? ' મેં કહ્યું, ' આ પણ ખરું ! સિનેમા તું જુએ અને તારા આનંદની મીમાંસા હું કરું. ધાણીએ બગડી જવું અને માણસે તેને સભી કરવી ! તને સિનેમા જોઈને આનંદ થાય છે, કારણ તારો આખા દહાડાનો કાર્યક્રમ તીવ્ર દુઃખનો હોય છે. તીવ્ર દુઃખના કાર્યક્રમને લીધે તીવ્ર આનંદનો વિષય મેળવવાની પ્રચ્છા થાય છે અમે અમારા ચોવીસે કલાક આનંદ ભોગવીશું, અને ચોવીસે કલાક નિરાંતે કામ પણ કરીશું. કશી ઉતાવળ નથી. મારો કાર્યક્રમ આવો છે. હું આપણા ગામડી હળ વડે નિરાંતે ખેડીશ, પછી બળદને પાણી પાઈશ, પોતે રોટલો ખાઈશ, પછી થોડો વખત આડો થઈશ. પછી રેંટિયો કાંતીશ. આ યંત્રયુગમાં આવી રીતે ધીરે ધીરે જ હું કામ કરીશ. દરેક કામ મારો આનંદ હશે : જમીન ખેડવી, બળદને પાણી પાવું, રેંટિયો કાંતવો, બધું આનંદમય. આવી રીતે સવારથી સાંજ સુધી હું આનંદ ભોગવીશ. આનંદ આત્માનું લક્ષણ છે. હું અનાત્મા થવા નથી માગતો. ચોવીસ કલાક ફુરસદ, ચોવીસ કલાક આનંદ, ચોવીસ કલાક કામ, એમ કેમ ન થઈ શકે ? કામ થોડા વખતમાં આટોપી લેવાનું અને હવા આખો દિવસ નાક વાટે અંદર લેવાની, ફરી બહાર કાઢવાની એવી નકામી માથાકૂટ શી ? ચોવીસે કલાકની હવા એકસામટી લઈ લેવી એમ કેમ કહેતા નથી ? પ્રાણાયામવાળાઓ તો હજી ધીરે ધીરે શ્વાસો-ચ્છ્વાસ કરવાનું કહે છે. પણ આ યંત્રયુગ છે, ભાઈઓ, લઈ લો ઝટપટ એક વાર બધી હવા ! પણ એ કરી શકાય તેવું નથી. તો પછી ચોવીસ કલાક જેમ આપણે શ્વાસોચ્છ્વાસ ચલાવીએ છીએ, તેવી જ રીતે ચોવીસ કલાક કામ કરી ચોવીસ કલાકની ફુરસદ કેમ ન ભોગવવી ! ભિખારીની જેમ થોડા વખતની ફુરસદની ભીખ શા માટે માગવી ! ફુરસદ એ મનનો ધર્મ છે.

હાલ મહાસભાનાં પ્રધાનમંડળો ન હોવાથી પ્રધાનોને ફુરસદ મળી છે. એક માજી પ્રધાન, કારભારી, મારી પાસે આવ્યા હતા. તેમણે કહ્યું, 'અમે વીજળી પૂરી પાડી શકીએ છીએ. ગામડાંઓને સસ્તે દરે વીજળી આપીશું. ગામડે ગામડે રેડિયો મૂકી દઈએ. ખેડૂતો સુખી થશે. તેમને આનંદ મળશે.' મેં તેમનું કહેવું સાંભળી લીધું અને કહ્યું, 'પહેલાં વીજળી તો આપો, પછી જોઈશું.' પણ મારી ખરી મુશ્કેલી એ છે કે, ખેડૂત સાચે જ એટલો અરસિક હશે કે રેડિયો સાંભળવા બેસશે? એ કંઈ બેકાર માણસ નથી કે રેડિયો સાંભળવા બેસે. તેને પોતાની પત્ની સાથે, પોતાનાં બાળબચ્ચાં સાથે, સાંજે ખેતરમાંથી ઘેર આવ્યા પછી બોલવાનું હોય છે, વાતો કરવાની હોય છે, પોતાનાં ઢોરઢાંખરના શરીર પર પ્રેમપૂર્વક હાથ ફેરવવાનો હોય છે. આ બધો તેનો આનંદનો કાર્યક્રમ હોય છે. તેનું ઘરબાર, તેનાં બાળબચ્ચાં, તેનાં ઢોરઢાંખર એ બધું તેની દૃષ્ટિથી આખા વિશ્વનું કેન્દ્ર છે. પેલો ઉપનિષદનો ઋષિ કહે છે ને કે, 'હું આખા જગતનું મધ્યબિન્દુ છું! તેવું જ ખેડૂતનું છે. ઈંગ્લંડના લોકો કહે છે કે, 'ઈંગ્લંડ આખી દુનિયાનું કેન્દ્ર છે. અહીંથી બધે વેપાર થાય છે.' હું કહું છું, 'આખા જગતનું મધ્યબિન્દુ પવનાર છે.' પેલા ખેડૂતનો એવો મત છે કે, આખા જગતનું મધ્યબિન્દુ હું છું, મારી ખેતીવાડી છે, મારાં ઘરબાર છે, મારાં ઢોરઢાંખર છે.' અને તમે ફ્રાન્સની જગમશહૂર ચિત્રશાળામાં જાઓ તો ત્યાં તમને આની પ્રતીતિ થશે. ત્યાં તમે શું જોશો? એક લક્કડફોડો, એક પનિહારી, અને હળ ઊભો કરીને સૂર્યને નમસ્કાર કરતો એક ખેડૂત — એમનાં ચિત્રો ત્યાં ટાંગેલાં છે. સારામાં સારાં ચિત્રો તરીકે મોટા મોટા ચિત્રકારો એ ચિત્રોનાં વખાણ કરે છે. જેમના દીવાનખાનામાં એવાં ચિત્રો ન હોય તે અરસિક ગણાય છે. તો પછી જેમના જીવનમાં આ બધું પ્રત્યક્ષ છે તે કેટલા રસિક, કેટલા આનંદી હશે વારુ? પણ દયાળુ

લોકો શું કહે છે? 'ખેડૂત બિચારો ટાઢતડકામાં વૈતરું કરે છે, કેટકેટલા કષ્ટ ભોગવે છે, પણ તેને ખાવા માટે પેટભર રોટલોયે મળતો નથી!' આમાં ખેડૂતનાં બે દુ:ખો વર્ણવ્યાં છે: એક, તેને તડકામાં મજૂરી કરવી પડે છે; બીજું તેને ખાવાનું મળતું નથી. આ બે પૈકી બીજું દુ:ખ છે એ વાત કબૂલ. પણ પહેલી વાત તો સુખની છે. તડકો ન મળે તો ઝાડ પણ ફીકાં પડે છે. તડકામાં આરોગ્ય મળે છે. ખેડૂતો ખેતરમાં કામ કરે છે, એટલી તેમને મોકળાશ મળે છે, ખુલ્લી ચોખ્ખી હવા મળે છે. નહીં તો એમનાં ઘર કેવાં હોય છે? ઘરને બારણું એક જ. બારી એકે નહીં. બારણું બંધ કર્યું કે ઘરની પેટી થઈ જાય છે, અને એ પેટીમાં તેને રાત પસાર કરવી પડે છે. પણ દિવસે તે ખુલ્લા ખેતરમાં કામ કરે છે, એટલી તેને અપાર શ્રીમંતાઈ ભોગવવાની મળે છે. ૧૦૦૦ રૂપિયાનું માસિક ઘરનું ભાડું આપનારો મુંબઈનો શેઠિયો શ્રીમંત ગણાય છે! તેના ઘરને ૭ બારીઓ હોય છે. વધુ બે બારીઓ અથવા થોડીક ખુલ્લી અગાસી જોઈતી હોય તો તેટલા પ્રમાણમાં તેને થેલીનું મોઢું વધારે પહોળું કરવું પડે છે. ૭ બારીવાળું ઘર જેની પાસે છે તે શ્રીમંત, તો જેના ખેતરને ઉફ્ફ ઉનાળાના ઘરને, ભીંતવિનાના ઘરને, અનંત બારીઓ છે તે ખેડૂતને કેટલો શ્રીમંત ગણવો? તેની એ શ્રીમંતાઈથી તેને વંચિત કરશો મા. ખુલ્લી હવામાં, હૂંફાળા સૂર્યપ્રકાશમાં જીવવાનું એનું ભાગ્ય એને અંધારા-વાળા બંધિયાર કારખાનામાં પૂરી દઈ ઝૂટવી લેશો મા. એના જીવનમાં બીજા સુધારા ભલે કરો. એને ઘેર બનાવેલું તાજું માખણ, નવનીત, ખાવાનું કહો. બાકી રહે તે જ પૈસાદારને આપવાનું કહો. એ કંઈ તેના દુશ્મન નથી. તે તેમને વધારેલ જરૂર આપે. તેને શાકભાજી તથા ફળ ખાવાનું શીખવો. કહે છે કે, શાકભાજી ને ફળ ગામડાંમાં મળતાં નથી! તો શું તે નાગપુરમાં આભાશી પર પાકે છે? ખેડૂતનું જીવન કેટલું આનંદી છે! શહેરના

લોકો તેનું અનુકરણ કરે છે. કૂંડામાં છોડ રોપી ઘરમાં રાખે છે. કેટલાક તો નકલી ફૂલો સુધ્ધાં ઘરમાં રાખે છે!

ત્યારે જે જીવનની તમે નકલ કરો છો તે અસલ જીવન સાચે જ કેટલું આનંદદાયક હશે? યંત્રથી ફુરસદ કેવી મળે છે? ત્રણસો માણસોની વસ્તીનું આખું ગામ, તેમાં છ સીવવાના સંચા છે. જ્યાં બે સંચાનેય પૂરતું કામ મળવાની પંચાત ત્યાં છ સંચા શા કામના? આ શું ફુરસદ છે? યંત્રથી સંપત્તિ વધે છે એ પહેલો સિદ્ધાન્ત ભૂલભરેલો પુરવાર થયો જ છે. યંત્રમાંથી શું મોસંબી સંતરાં પડે છે કે દૂધ નીકળે છે? બધા જ જો યંત્રો સ્વીકારે તો બે ગુંડાઓની શરત કે હરીફાઈ જેવું થાય. જે મોટે-મોટેથી બોલે છે તે સભા જીતે છે. પણ એમ શાથી થાય છે? બીજા બધા શાંત બેસી રહે છે તેથી! યંત્ર પણ એવું છે. પોતાની જાહેરાતની બૂમો પાડનારુ છે. બધા એ કાર્યક્રમ શરૂ કરે તો કોઈનો અવાજ ન સંભળાય. પણ યંત્રને લીધે માણસ શ્રીમંત બને છે એ વાત, થોડે અંશે પણ સાચી છે. બીજો જ્યાં સુધી યાંત્રિક ઉત્પાદન નથી કરતો ત્યાં સુધી પહેલા યંત્રોત્પાદન કરનારને પૈસો મળે છે. પણ યંત્રને લીધે ફુરસદ મળે છે એ બીજી વાત સાવ ખોટી છે. પછી ફુરસદ એટલે બેકારી એવો તેનો અર્થ હોય તો જુદી વાત.

આજનું યુદ્ધ બોંબનું છે. એક જણ એક ટનનો બોંબ બનાવે છે તો બીજો સવા ટનનો બનાવે છે! આ લોકો આવા મોટા મોટા આંકડા લઈને ગણતરી શા માટે કરે છે કોણ જાણે! બળથી કદી ઝઘડાનો અંત આવે છે ખરો? એ કેવળ શુદ્ધ ન્યાયબુદ્ધિનું કામ છે. પણ બળથી જ નિર્ણય કરવો હોય તો આ મોટા મોટા પ્રચંડ આંકડા શા માટે? એમને સંક્ષિપ્ત રૂપ આપો! ફૂંફૂં કહેવાને બદલે ફૂં કહો. આના ચાળીસ લાખ અને પેલાના ત્રીસ લાખ મારવાને બદલે કુસ્તીથી કેમ નિર્ણય કરતા નથી? પેલી ભીમ-જરાસંધની કુસ્તી નહોતી થઈ? એમાં પ્રજાને કશું નુકસાન થયું

ન હતું. રાજા રાજા લડયા. પણ આમ કરવાથી નિર્ણય થતો નથી. આ શસ્ત્રો એકબીજાને મારી નાખશે. આ યંત્રયુગ મરી જશે. પણ તમે તેને જિવાડવાનું નક્કી કર્યું લાગે છે. તમે ધન્વંતરિ છો, તમે ચેતન છો, તેથી તમે તેને ફરી શરૂ કરી શકો છો. ઘરડાઓની વાત હું નથી કરતો. એ તો આખરે ઘરડા રહ્યા. પણ જુવાન લોકો યંત્રયુગ આવ્યો એમ કહે છે! હું તેમને પૂછું છું, તમે તે કોણુ મોટા? એક હતો બાપ. એક હતો છોકરો. બાપ સાઇકલ પર બેસી ફરતો. છોકરો કહે, મારે સાઇકલ જોઈએ. બાપ કહે, તારે શા માટે જોઈએ? તને ભગવાને પગ શા માટે આપ્યા છે? છોકરો કહે, સાઇકલ ચલાવવા! યંત્રયુગ પોતે એ છોકરો થઈને આવ્યો હતો!

એક માણસ મારી પાસે આવ્યો. મેં તેને પૂછયું, તું શી રીતે આવ્યો? તેણે કહ્યું, સાઇકલ પર સવાર થઈને. પણ વાસ્તવિકપણે એ ભ્રમણા છે. એ સાઇકલઘોડો થઈને આવ્યો હતો. ગાડીને ઘોડો સામી બાજુથી ખેંચે છે, સાઇકલને ઉપરથી ખેંચે છે એટલો તફાવત. બાકી એ છે ઘોડો, સવાર નથી. મોટરસાઇકલવાળાને હજી સવાર કહી શકાય. કારણ તે કુદરતની શક્તિથી ચાલે છે. રિક્ષા માણસ ખેંચે છે અને તેમાં માણસો બેસે છે. સાચે જ આ શરમજનક વસ્તુ છે. માણસ ગાડીએ જોડવા માટે નથી નિર્માયો. સાઇકલનું પણ એવું જ છે. સવાસો સવાસો રતલ વજનવાળા માણસો બીજાની સાઇકલ પર બેસે છે અને બીજાને બેસાડે છે પણ. હકીકતમાં સાઇકલ ચલાવનારની પાછળ જે બેસે છે તે તેના ખભા પર બેસે છે. ખોટી ભાષાને લીધે જોકે આ વાત બન્નેના ધ્યાનમાં આવતી નથી. કાલે હું પૂનમચંદજીને ત્યાં આવું અને કહું કે, 'પૂનમચંદજી, તમે રિક્ષાએ જોડાઈ જાઓ, આ હું એમાં બેઠો,' તો કેવું થાય? સાઇકલ પર બીજાને બેસાડવો એ રિક્ષા ખેંચવા જેવું છે. કોઈ માંદું હોય તેને સાઇકલ પર બેસાડી લઈએ તો જુદી વાત. બાકી એ અજૂગતું છે. વિચાર કરીને ગ્રાહ્ય શું અને

અગ્રાહ્ય શું તે ઠરાવતા જાઓ. યોગ્ય કારણ વગર કેવળ નવું છે એટલા ખાતર કશાનો સ્વીકાર ન કરો. પેલું હાર્મોનિયમ! यत्र धूमस्तत्र वह्निः એ ન્યાયે જ્યાં જ્યાં હાર્મોનિયમ ત્યાં ત્યાં ફાટેલો અવાજ. તેનો એ 'ભોં...ભોં' અવાજ! એના કરતાં ગધેડાનો અવાજ શું ખોટો? ચોક્કસ સારો. ગધેડાના અવાજમાં કારુણ્ય પ્રગટ થાય છે. હાર્મોનિયમના અવાજમાં એ ગુણ પણ નથી. ગાનારાનો ફાટેલો અવાજ છુપાવવો એટલું એનું કામ. ખરું પૂછો તો તંતુવાદ્ય જેવું એકે વાદ્ય નથી. તેમાં બરાબર ચોક્કસ સ્વર બતાવી શકાય છે. પણ એમાં અક્કલ, ઝીણવટ, કળા જોઈએ. લોકો અક્કલથી કંટાળી ગયા છે. હાર્મોનિયમનો ફેલાવો થયો અને સતારનું ચલણ ઘટી ગયું તેનું કારણ આ. યંત્રયુગ માણસને બેઅક્કલ બનાવતો જાય છે આનો પુરાવો યુરોપમાં ચાલી રહેલું યુદ્ધ. જનતા વતી થોડા લોકો સારુંનરસું નક્કી કરે છે અને કહે છે હાથ ઊંચા કરો. કારખાનામાં કે અમુક મિલમાં ૫૦૦ હાથ છે એમ અંગ્રેજીમાં કહે છે. ત્યાં માથાનું કામ જ નહીં! યુરોપનાં ભેજાં ખોખાં બન્યાં છે. ત્યાં મતગણતરીને નામે હાથગણતરી થાય છે. યંત્રયુગને લીધે આવી બુદ્ધિહીનતા ફેલાવા માંડી છે. હાથગણતરીની આ યાંત્રિક લોકશાહીને લીધે હુકમશાહી આવી છે. તેણે આજે દાટ વાળ્યો છે.

તમે એક તસુભર સૂતર ન કાંતો તોયે ચાલશે. પણ વિચાર કરો. વિચાર કરતાં શીખો. ગાંધીજીના કાર્યક્રમમાં વિચાર, વિકાસ, બુદ્ધિ છે કે નહીં તે જુઓ. એ તેમાં દેખાય તો તેને અપનાવો.

## ૨૬

# ખાદીનું ગૃહશાસ્ત્ર*

આપણે બધા ઘણા દિવસથી સૂતર કાંતતા આવ્યા છીએ. કાંતવામાં પાવરધા છીએ. બહુ સરસ રીતે કપાસિયા ઓળીને સળી-પાટલાની પદ્ધતિથી પૂણીઓ બનાવી ઝીણું સૂતર કાંતીએ છીએ. આ આપણી રાષ્ટ્રની સેવા છે એમ આપણે માનીએ છીએ, અને એ બરાબર છે. પણ એ સેવાને સંપૂર્ણ બનાવવી હોય તો પોતે ઝીણા સૂતરનું કાપડ ન વાપરતાં આપણે જાડું કાપડ વાપરવું જોઈએ. રાષ્ટ્રને પૂરૂં પડે એટલું ઝીણું કાપડ બનતું થાય ત્યાં સુધી આપણ સેવકોનો એ ધર્મ છે. રાષ્ટ્રમાં જાડી ખાદી થોડીઘણી તૈયાર થાય છે. તે આપણે વાપરવી જોઈએ અને જેમનું ઝીણા કાપડ વિના ચાલતું નથી તેમને માટે આપણું સૂતર અર્પણ કરવું જોઈએ. એમ જોવા જઈએ તો જાડા કપડામાં જેટલો લાભ છે તેટલો ઝીણામાં નથી. જાડુ કાપડ વાપરવામા સાચે જ શ્રીમંતાઈ છે. જાડા કાપડનો શરીર સાથેનો ઘસારો આરોગ્યદાયક છે. તેમ છતાં ઝીણા કાપડને પણ સ્થાન છે. અને ઝીણું કાપડ અમુક પ્રમાણમાં રાષ્ટ્રને જોઈશે જ. તેથી આપણે ઝીણું સૂતર કાંતવું જોઈએ અને તે એક વરસ ટકે એવું હોવું જોઈએ. આપણા ઝીણા સૂતરનું કાપડ એક વરસ સુધી ચાલ્યું કે નહીં એ જોવા માટે આપણે જેમને તે આપીએ તેમને નોંધ રાખવા કહીએ એટલે આપણું કામ થશે. એને માટે આપણે જાતે તે વાપરવાની જરૂર નથી.

પોતાને માટે આપણે જાડી ખાદી ખરીદીશું. એ પણ વગર ધોયેલી કોરી. ભંડારોમાં મળતી ધોયેલી ખાદી મારી દૃષ્ટિથી તદ્દન

* પવનારના પરિશ્રમાલયની મંડળી જોડે ચર્ચેલા કેટલાક મુદ્દાઓનું ટાંચણ.

નકામી છે. એ ખાદીને ધોયેલી ખાદી કહેવી પણ ખોટું છે. હકીકતમાં એ ઓપ ચડાવેલી ખાદી છે. ઝીણી ખાદીની રાષ્ટ્રને થોડીઘણીયે જરૂર છે, પણ આ ઓપ ચડાવેલી ખાદીની જરાય જરૂર ન હોવી જોઈએ. આ ઓપ આપવાની ક્રિયા જરાસરખી બગડે તો કપડું ચરણાઈ જાય છે અને મહિના બે મહિનામાં ફાટી જાય છે. પણ એ બગડે નહીં અને ઓપ ચડાવવાનું કામ બરાબર પાર પડે એમ માનીએ તોયે એ કાપડની આવરદા ઓછામાં ઓછું એક બે મહિના ઘટાડ્યા સિવાય રહેતું નથી. હિન્દુસ્તાન ગરીબ દેશ છે અને એની પાસે જમીન બહુ ઓછી છે. જો પોતાની મર્યાદિત જમીનમાં કપાસ પકવી, લોઢી, કાંતી અને વણીને આવી રીતે બાળી નાખે તો તે એક નૈતિક ગુનો કરે છે એમ માનવું જોઈએ. આ ઓપ આપવાની ક્રિયાને પરિણામે એક વરસ ચાલે એવું કાપડ દસ માસ જ ટકે છે એટલે એનું ટકાઉપણું પાંચમાંશ થયું. એટલે છપંચમાંશ કાપડ જોઈવાનું. માણસ દીઠ ૧૫ વાર પ્રમાણે ચાળીસ કરોડ માણસોને ૬૦૦ કરોડ વાર ખાદી જોઈએ, એને બદલે ૭૨૦ કરોડ વાર જોઈવાની. રૂપિયાની ત્રણ વાર લેખે ખાદીની કિંમત ગણીએ તો આ વધારાના ૧૨૦ કરોડ વારની કિંમત ૪૦ કરોડ રૂપિયા થાય. આમ એકલી ધોલાઈમાં ૪૦ કરોડ રૂપિયા દર વરસે બરબાદ થાય. આ હિસાબ ધ્યાનમાં લેશો તો હું એને નૈતિક ગુનો શા માટે કહું છું તે સ્પષ્ટ થશે. ખાદીભંડારો હાલની પરિસ્થિતિમાં ધોયેલી ખાદી રાખવાનું સદંતર બંધ ન કરી શકે તોપણ ઓછામાં ઓછું તેમણે કોરી ખાદી વધારેમાં વધારે ખપાવવાનો પ્રયત્ન જરૂર કરવો જોઈએ. પણ મને એવો ભય છે કે, આજે 'વેચાણની કળા' તરીકે જે રૂઢ થઈ છે તે કળાના ભોગ બની ઊલટું આ ધોયેલી ખાદીને ઉત્તેજન અપાય છે. પણ હાલ તુરત એ મોટો પ્રશ્ન બાજુએ મૂકી તમને તો હું સૂચવું કે, તમે આ ધોયેલી ખાદીના મોહમાં ન પડના. એમાં આપણું ત્રેવડું નુકસાન છે. એક તો મેં અત્યારે

તમને જણાવ્યું છે. બીજું, ધોયેલી ખાદીનો વણાટ બરાબર પારખી શકાતો નથી, તેથી સુંદર કહીને ગમે તેવું રદ્દી કાપડ ગળે પડે છે. એ ઉપરાંત, ધોલાઈના દામ આપવા પડે છે તે જુદા.

એટલા માટે આપણે કોરી ખાદી ખરીદીએ, જાતે ધોઈએ અને રોજ ધોતા રહીએ. એથી એ ખાદી સ્વચ્છ રહેશે. પણ આ ધોવાનું કામ પણ શી રીતે કરવું, અને સ્વચ્છ એટલે શું, એ બે વસ્તુઓ બરાબર સમજી લેવાની જરૂર છે. સ્વચ્છતા એ એક વસ્તુ છે અને ચળકાટ મારતો ધોળો રંગ જુદી છે. પસીનો, મેલ, ડાઘા, વગેરે ગંદકી કપડામાં ન રહેવી એનું નામ સ્વચ્છતા; ધોવાનું કામ એટલું જ. એને માટે સોડા, સાબુ, વગેરે વાપરવાની કે પાયા પાડીને કે પછાડીને કપડાના બેહાલ કરવાની જરૂર નથી. સ્વચ્છતાના ખ્યાલથી એવા પ્રયોગો કરે છે તેઓ ભીંત ભૂલે છે. તેઓ વાસ્તવિકપણે સાદી ખાદી વાપરનારા નહીં પણ રંગીન ખાદી વાપરનારા છે એમ માનવું જોઈએ. રંગીન એટલે ભડક ધોળા રંગની રંગીન. આપણો દેહ માટીનો બનેલો છે. આપણે માટીમાં કામ કરનારા લોકો છીએ. માટી અને મેલ એ બે વચ્ચેનો તફાવત આપણે જાણવો જોઈએ. માટીનો થોડોક રંગ કે તેની છટા ધોતિયા પર ચડે તેથી સ્વચ્છતામાં જરાયે વાંધો આવતો નથી. એ પણ એક જાતનું રંગીન કાપડ બહુ તો કહેવાય. હું એને જ સાદું કાપડ માનું છું. ચોખ્ખા પાણીથી રોજ ધોતા જઈએ એટલે આપણું કામ પત્યું. આટલું કરતાં માટીનો જે કુદરતી રંગ છે તે કપડા પર ચડે તો તેની સૂગ રાખવાની જરૂર નથી. ચળકાટ મારતા સફેદ રંગની હોંશ અને માટીના સ્વાભાવિક રંગની સૂગ આપણા જેવા મજૂરી કરનારાઓને ન છાજે. એને માટે સાબુસોડાનું નકામું ખર્ચ કરવું પડે છે. વળી, કપડાનું ટકાઉપણું ઘટે છે. એથી ઊલટું, સ્વચ્છતાનું ભાન ન હોવાથી અને ક્યારેક ક્યારેક ધોવાથી કપડું ફાટી જાય છે એવી કલ્પનાથી આપણા ગામડાના લોકો પરસેવાથી ભીંજેલાં કપડાં

એમ ને એમ વાપર્યા કરે છે. તેમને સ્વચ્છતાનું ભાન થાય તો તેઓ એમ નહીં કરે. કપડું શું કરવાથી સારું ટકે એનું જ્ઞાન જો તેમને થાય તો તેઓ એમ નહીં કરે. કપડામાં દાખલ થયેલો પરસેવો એમનો એમ રહે તો કપડાની આવરદાને પોષક નહીં પણ બાધક હોય છે.

ખાદી સાદા પાણીથી રોજ ધોઈ આપણે વાપરીએ. એ આપણા દેહનું સારું રક્ષણ કરશે અને તેને બરાબર શણગારશે. પણ રક્ષણ એટલે શું, અને શણગાર એટલે શું, તે બરાબર સમજી લેવું જોઈએ. આખો દિવસ દેહને કાપડી બાઇન્ડિંગ કરી રાખવો એમાં દેહનું રક્ષણ નથી અને શોભા પણ નથી. એક ગૃહસ્થ સંપૂર્ણ ખાદીધારી હતા. તેમની ઓળખાણ કરાવતાં બીજા એક સદ્‌ગૃહસ્થે કહ્યું, 'આ ફલાણા ફલાણા નખશિખાંત ખાદીધારી છે.' એ સાંભળીને હું ગભરાયો. નખથી માંડીને શિખા સુધી ખાદી પહેરવી એ કેટલું કપરું કામ છે! અને ગમે તેવા મહાન દેશભક્તે પણ એવું શા માટે કરવું જોઈએ? पोटभर अन्न आणि आंगभर वस्त्र એવી એક કહેવત આપણામાં છે; પણ અન્નથી આખું પેટ ભરવું અને વસ્ત્રથી આખું શરીર ઢાંકવું એ એક જાતનો નિસર્ગદ્રોહ છે. લાજ રાખવાને માટે થોડું વસ્ત્ર વાપરવું અપરિહાર્ય છે. અને ટાઢતડકો વગેરેથી રક્ષણ કરવા માટે પણ થોડું કપડું જોઈએ. તે સિવાય 'કારણ વિના આખો દિવસ આખા શરીરે વસ્ત્ર ધારણ કરવું. એટલે વસ્ત્ર નકામું ફાડી નાખવું એટલું જ નથી. આ એનો નાનામાં નાનો દોષ થયો. એથી મુખ્ય નુકસાન એ થાય છે કે, શરીર નાજુક, નિસ્તેજ અને કમજોર બને છે. સૂર્યકિરણોનો અને ખુલ્લી હવાનો મહિમા અપાર છે. તેમનાથી ડરવાનું કશું કારણ નથી. ઊલટું તેમનાથી ન ડરવાનું અને તેમના પર પ્રેમ કરવાનું પૂરતું કારણ છે. વેદમાં એક ભક્તનું વર્ણન છે. એ પ્રભુને કહે છે, 'પ્રભુ, તું મને બહુ ગમે છે. કેટલો ગમે છે તે શું કહું? જીર્ણદેહ થયેલાને જેમ વસ્ત્ર ગમે છે તેવો તું

મને ગમે છે!' વસ્ત્ર ગમવું એ જીર્ણ માણસનું લક્ષણ ભલે હોય, પણ જીર્ણ થવાનું એક સાધન પણ છે. સૂર્યને સંસ્કૃતમાં મિત્ર કહે છે તેનું કારણ ઝાડ પણ જાણે છે. સૂર્યનારાયણ ઉત્તમ મિત્ર છે એટલું જ નહીં, તે એક ઉત્તમ વૈદ્ય પણ છે. વૈદ્યો નારાયણો હરિઃ આ વાક્યમાં સૂર્યનારાયણને પણ ધ્યાનમાં રાખ્યા છે. હું સામાન્યપણે બની શકે તેટલો ઉઘાડો રહું છું, તેથી મને શારીરિક અને બૌદ્ધિક લાભનો અનુભવ થયો છે. તેથી આપણા દેશમાં ગરીબોએ તેમ જ શ્રીમંતોએ બની શકે તેટલા ઉઘાડા રહેવું જોઈએ.

ખાદીની કરકસરની બાબતમાં બીજા કેટલાક ગૃહશાસ્ત્રીય મુદ્દાઓ ટૂંકમાં જોઈ લઈએ :

(અ) નાહ્યા પછી ભીનાં કપડાં એમ ને એમ ન રહેવા દેતાં તરત ધોઈ સૂકવી દેવાં. એમ ન કરવાથી કપડાં કોહીને જલદી ફાટી જાય છે, ને વધારામાં માણસને આળસની અને અવ્યવસ્થિતપણાની ટેવ પડે છે.

(આ) લાંબું ધોતિયું પહેરવાની જેમને ટેવ છે તેઓ રાત્રે સૂતી વખતે તે બદલી ચડ્ડી કે પંચિયા જેવું બીજું વસ્ત્ર પહેરે. એમ કરવાથી લાંબા ધોતિયાની આવરદામાં વધારો થશે. પશ્ચિમના લોકોમાં આવો રિવાજ છે, અને આપણે ત્યાં પહેલાં હતો. કપડું ઊંઘતાં હોઈએ ત્યારે વધારે ફાટે છે.

(ઇ) ધોતિયું જીર્ણ થાય તે પહેલાં જ વચ્ચેથી ફાડવું અને છેડાની બાજુએથી સીવી લેવું. આથી ધોતિયું ફરી નવા જેવું થાય છે. એને માટે મરાઠીમાં દાંડ મારણે અને ગુજરાતીમાં દાંડિયું શબ્દ છે.

(ઈ) વસ્ત્ર જરા સરખું ફાટે તો તેની ઉપેક્ષા ન કરવી અથવા તે ફેંકી ન દેવું. તેને તરત સમું કરી લેવું. સમું કરવું અશક્ય થાય ત્યાં સુધી વસ્ત્ર નાખી દેવું યોગ્ય નથી. દેહને વસ્ત્રની ઉપમા આપવામાં આવે છે. દેહને ઓષધોપચાર વગેરે આપી સમો કરીને વાપરવામાં જેમ કશી હીણપત નથી તેવી રીતે

વસ્ત્રની બાબતમાં પણ સમજવું જોઈએ. ફાટેલું વસ્ત્ર વાપરવામાં શરમ છે.

છેવટે ખાદીતત્ત્વનું સ્મરણ કરીને પૂરું કરીએ. ખાદીની ગાદી સાથે લડાઈ છે. આને હું ખાદીતત્ત્વ કહું છું. ખાદીની ગાદી થઈ શકે છે એ ખાદીનો મહિમા છે. પણ એનો મહિમા એને પોતાને નડવો ન જોઈએ. પાંચસો પાંચસો નંબરનું સૂતર હિન્દુસ્તાનમાં કંતાતું હતું એમ લોકો અભિમાનથી કહે છે અને હું પણ કહું છું. આવું વસ્ત્ર નિર્માણ કરી તે દેવની મૂર્તિને અર્પણ કરતા હોત અથવા પ્રદર્શનમાં રાખતા હોત તો એ અભિમાન શોભત. પણ પૈસાદાર લોકો પોતાનો તુચ્છ દેહ શણગારવાને માટે આટલી અપાર મહેનત ગરીબો પાસે કરાવતા, અને ગરીબો પણ આટલી અદ્‌ભુત કળા ઓછામાં ઓછી મજૂરી માટે અથવા કદાચ ભરપૂર મજૂરી માટે વેચી તુચ્છ માનવદેહની ખુશામત કરતા, એ વિચાર મનમાં આવે છે ત્યારે મને શરમ આવે છે. ખાદી વૈભવશાળી ભલે થાઓ, પણ વિલાસી કદી ન થાઓ. રામદાસે આપણને શીખવ્યું છે કે चातुर्ये शृंगारे अंतर । वस्त्रें शृंगारे शरीर । दोहींमध्यें कोण थोर बरें पहा ॥ (ચાતુર્ય અંતરને શણગારે છે, વસ્ત્ર શરીરને શણગારે છે. એ બેમાં કોણ વધારે મહત્ત્વનું છે તેનો વિચાર કર.) મરાઠાઓએ આ ખાદીતત્ત્વ માંડ સો વરસ ધ્યાનમાં રાખ્યું અને માંડ સો વરસ તેમનું રાજ્ય ટક્યું. આ ખાદીતત્ત્વ આપણે કદી ન ભૂલીએ.

## ૨૭

# ગોસેવાનું રહસ્ય*

વહાલાં ભાઈઓ અને બહેનો,

આજે હું તમારી આગળ જે બે બોલ બોલવાનો છું, તેની પ્રસ્તાવના દાખલ થોડું કહેવાની જરૂર છે. ગઈ કાલે અમારી કાર્યવાહક મંડળની સભા થઈ તે વખતે મેં કહ્યું હતું કે, તમે મને પ્રમુખ બનાવો છો ખરા, પણ સાચવજો!

હું એક જંગલી પ્રાણી છું

હું એક જંગલી પ્રાણી છું. તેથી મારા વર્તનમાં તમને ક્યાંય અસભ્યતા જણાય તો તમારે સહી લેવી પડશે. મારો જન્મ મૂળ કોકણના જંગલમાં થયેલો, અને જેને આજકાલ ભણતર કહે છે તે થોડુંક મને મળ્યું ન મળ્યું એટલામાં મને ઉપનિષદો વાંચવાની ઇચ્છા થઈ. તમે જાણો છો કે ઉપનિષદો એક જંગલી સાહિત્ય છે. એને સંસ્કૃતમાં *आरण्यक* કહે છે. *आरण्यक* શબ્દનો સીધો અર્થ આપણી ભાષામાં જંગલી સાહિત્ય એવો થાય. એમાં બ્રહ્મના સ્વરૂપનું વર્ણન કરતાં તેનાં બે લક્ષણો કહ્યાં છે: अवाकी, अनादरः એટલે કે ન બોલનારું અને કોઈ પણ વસ્તુની પરવા ન કરનારું. આ લક્ષણો જાણે મારા હાડમાં ઊતરી ગયાં છે. એવી નાની મોટી અનેક વસ્તુઓ હશે કે જેમની હું પરવા કરું છું કે નથી કરતો, એ મારા ધ્યાનમાં પણ નહીં આવે. તેથી તમે આટલું સહન કરી લો, એવી મારી વિનંતી છે.

* ૧-૨-૧૯૪૨ને રોજ ગોસેવા સંઘના સંમેલન પ્રસંગે પ્રમુખ તરીકે આપેલું ભાષણ.

પહેલીનો એક ભાગ ગણી શકાય એવી બીજી એક વાત મારે એ કહેવાની છે કે, મારી માતૃભાષા

दरबारी ठाठनी खामी

મરાઠી છે. મરાઠીમાં જોકે અનેક પ્રકારનું અદ્ભુત સામર્થ્ય છે, છતાં તેમાં એક વાતની મોટી ઊણપ છે. જેને દરબારીપણું કહે છે, અને જે હિન્દી, ઉર્દૂ તથા હિન્દુસ્તાનીમાં ભરપૂર છે, તે મરાઠીમાં નથી. અમે સેંકડો પ્રયત્નો કરીએ તોય आप आइयेगा, बैठियेगा જેવા શબ્દોનું મરાઠીમાં અક્ષરશઃ ભાષાંતર કરવું અશક્ય જેવું છે. એટલે આ કારણસર પણ જે ખામીઓ કે ઊણપો મારી હિન્દી ભાષામાં તમને દેખાય તે પણ તમારે માફ કરવી રહી.

આ ઉપરાંત વળી એક વાતનો મારે પ્રસ્તાવનામાં ખુલાસો કરવો જોઈએ. મારે મારું પ્રમુખ તરીકેનું ભાષણ લખી

व्याख्यान लख्युं केम नहीं ?

આપવું, એમ મને સૂચવવામાં આવેલું. આ એક શિષ્ટાચાર હશે. પણ હું તેમ કરી શક્યો નથી. કારણ, સામાન્યપણે શ્રોતાઓનું પ્રત્યક્ષ દર્શન થયા વિના મને કશું સૂઝતું નથી. એ થઈ હમેશની વાત. એ ઉપરાંત અહીં આ વખતે મારા પહેલાં બાપુનું ભાષણ થવાનું હતું. એટલે મેં વિચાર કર્યો કે, તેમનું ભાષણ સાંભળવું અને પછી એના પ્રકાશમાં બોલવું, એટલે તેમણે જે વસ્તુઓ વિસ્તારપૂર્વક કહી હોય તેની પુનરાવૃત્તિ નહીં થાય, અને તેમણે ન કહેલી વસ્તુઓ સહેજે કહી શકાય. આવો વિચાર કરી હું મારું ભાષણ લખી લાવ્યો નથી. અને તેથી હું તમારી આગળ મોઢે ભાષણ કરું છું. આને માટે ક્ષમા માગવાની જરૂર મનાતી હોય તો તે પણ માગી લઉં છું અને હવે હું મારું ભાષણ શરૂ કરું છું.

પ્રથમ હું નામથી શરૂઆત કરું. કારણ, નામમહિમા સૌ કોઈને જાણીતો છે. આપણા સંઘનું નામ ગોસેવા સંઘ છે. આ નામ સાંભળી સહેજે પ્રશ્ન ઊઠે છે કે, આપણે કદી ગોરક્ષા શબ્દ સાંભળ્યો નથી? એ શબ્દ જાણતા હોવા છતાં આપણે ગોસેવા શબ્દ જાણીબૂજીને વાપર્યો છે કે કશો વિચાર કર્યા વિના સહેજે એ ત્યાં પડ્યો છે? આનો જવાબ આપવાની જરૂર છે.

'ગોસેવા' શબ્દ શા માટે?

સંસ્કૃતમાં આપણને ગોસેવા શબ્દ સહેજે જોવા નહીં મળે. સંસ્કૃતમાં ગોરક્ષા શબ્દ જ પ્રચલિત છે. અલબત્ત, આ શબ્દ બધા જાણે છે. પણ એને જાણી જોઈ, હેતુપૂર્વક છોડી દીધો છે; અને ગોસેવા શબ્દ વધારે નમ્ર છે એટલા માટે આપણે પસંદ કર્યો છે. ગોરક્ષાનું સામર્થ્ય આજે આપણામાં હોય એમ અમને દેખાતું નથી, તેથી ગોસેવાથી સંતોષ માન્યો છે. એટલે દયાભાવપૂર્વક અમારાથી થઈ શકે તેટલી ગાયની સેવા અમે કરીશું. અને પ્રભુની કૃપાથી જ્યારે અમારામાં પાત્રતા અને શક્તિ આવશે ત્યારે અમે ગોરક્ષા કરીશું.

પણ ગોસેવાનું નામ લઈએ છીએ એટલે આપણને પૂછવામાં આવશે કે, તમે ગાયની શી સેવા કરવા ઇચ્છો છો? તમે ગાયનું દૂધઘી વધારવાની અને સારા બળદ પેદા કરવાની વાત કરો છો, ત્યારે એ તો તમારી પોતાની સેવા થઈ. એમાં ગાયની શી સેવા થઈ? અંગ્રેજીમાં પબ્લિક સર્વિસ (જાહેર સેવા) શબ્દપ્રયોગ રૂઢ છે. એના જેવી તમારી આ ગોસેવા થઈ. આ પ્રશ્નને અંગે થોડી ચોખવટની જરૂર છે.

આવો સવાલ ઊભો થાય છે તેનું કારણ આપણે પોતાની મર્યાદા ઓળખતા નથી. સેવા અને ઉપયોગ એ બેનો હંમેશ વિરોધ હોય છે એવું નથી, એ વાત ધ્યાનમાં રાખવાની જરૂર છે. જે પ્રાણીનો આપણે કશો ઉપયોગ કરી શકતા નથી તેની સેવા કરવાની

આપણી મર્યાદા

શક્તિ આપણામાં હોતી નથી. એ આપણી માનવોની મર્યાદા છે. આમાં સ્વાર્થનો કોઈ સવાલ નથી. એકબીજાની સેવા કરવાનો આ જ એક માર્ગ પરમેશ્વરે આપણે માટે ખુલ્લો રાખેલો છે. નહીં તો બાપુજીએ આજે પાંજરાપોળોની જે દશા વર્ણવી તેવી દશા આખા સમાજની થાય. આજે પણ આપણને એવું દેખાય છે. પક્ષીઓને લોકો દાણા નાખે છે અને માણસોને ભૂખ્યા રાખે છે! આવા વર્તનથી દયા કે સેવા નથી થતી, પણ નિર્દયપણું ને કુસેવા થાય છે.

પરમેશ્વરના ગુણ અનંત છે. તેમનું આપણે યથાશક્તિ અનુકરણ કરવાનું છે. પણ પરમેશ્વરનો જે ખાસ ગુણ છે, એટલે કે જે એનો એકલાનો ગુણ છે, તેનું આપણે અનુકરણ કરવા જઈએ તો અહંકાર થાય. ઐશ્વર્ય એ ઈશ્વરની એકલાની માલકીનો ગુણ છે. એનું અનુકરણ આપણે માટે શક્ય નથી. બીજા બધા ગુણોનું ઓછુંવત્તું અનુકરણ કરી શકાય. ઈશ્વર સૃષ્ટિનું પાલન કરે છે ને તેનો સંહાર કરે છે. એનું અનુકરણ આપણે માટે વર્જ્ય છે. આપણે કોઈ પણ પ્રાણીનું પાલન નથી કરી શકતા. બહુ બહુ તો આપણે કીડીઓ માટે ખાંડ વેરી શકીએ. પછી ત્યાં કીડીઓ ભેગી થાય અને નસીબજોગે ત્યાં એકાદ બળદ આવે તો તેના પગ નીચે એ ચગદાઈ જાય. આમ થાય તો એની જવાબદારી પછી હું કેવી રીતે ઉઠાવું? એ ઈશ્વરની કરણી છે, એમ કહી હું છૂટી જવાનો?

माणसनो अहंकार

અહીં મને એક વાત યાદ આવે છે. એક ડોશી હતી. તેનો એક દીકરો હતો. એ તેનું સાંભળે નહીં. તેથી બિચારી બહુ દુઃખી થતી. એક વખત હું તેને ઘેર ગયો હતો ત્યારે તેણે મને કહ્યું, 'જુઓ ને, મેં આને આટલા દિવસ પાળ્યો, પોષ્યો અને હવે એ મારું સાંભળતો નથી!' મેં ડોશીને પૂછ્યું, 'તમારે આ એક જ દીકરો છે?' તેણે કહ્યું, 'બીજા ત્રણ હતા તે

ગુજરી ગયા.' મેં એને મારી જંગલી ભાષામાં સીધો સવાલ પૂછ્યો, 'માજી, તમે તમારા ત્રણ છોકરાને શા માટે મારી નાખ્યા?'

આ જંગલી સવાલ સાંભળી એ ડોશીના હૃદયને કેવો જબરો આઘાત પહોંચ્યો હશે તેની તમે કલ્પના કરી શકશો. થોડા વખત તે સ્તંભિત થઈ ગઈ, અને પછી સ્વસ્થ થઈ બોલી, 'હું શું કરું? પરમેશ્વરની ઇચ્છા હતી તેમ થયું.' પછી મેં એને કહ્યું, 'તમારા ત્રણ દીકરાને મારી નાખ્યા પ્રભુએ, તો પછી આ ચોથા દીકરાને કોણે પાળ્યોપોષ્યો? પાલન કર્યું તે તમે, અને મારી નાખ્યો દેવે, એમ કેમ હોય? કાં તો એ બન્ને જવાબદારી લો અથવા બંને છોડી દો.'

**વેદમાં ગોસેવાની કેળવણી**

જે પ્રાણીનો આપણે ઉપયોગ ન કરી શકીએ તેની સેવા પણ ન કરી શકીએ. ગોસેવાનો માર્ગ સરળ છે. ગાયનો આપણે માટે ઘણો ઉપયોગ છે. એ ઉપયોગ વધારેમાં વધારે શી રીતે કરી શકાય તે માટે આપણે પ્રયત્ન કરીએ; અને સાથે સાથે આપણાથી થઈ શકે તેટલી તેની વધારેમાં વધારે સેવા કરીએ.—જેમ આપણાં બાળબચ્ચાંની કરીએ છીએ તેમ. ગોસેવાનો આ સીધો અર્થ છે.

ગોસેવાનો પહેલો પાઠ વૈદિક ઋષિઓએ આપણને શીખવ્યો. કેટલાક લોકો કહે છે, 'ઋષિઓએ ભજાતો ગોસેવાનો પાઠ આપણને શીખવી ગાયને વિષે અનુચિત પૂજ્યભાવ નિર્માણ કર્યો છે. આવી પશુપૂજા વૈજ્ઞાનિક નથી.' આવી દલીલ વસ્તુસ્થિતિનો વિચાર કર્યા વિના કરવામાં આવે છે. જેમ આપણે ગાયના ઉપયોગનો વિચાર કરીએ છીએ, તે પ્રમાણે ઋષિઓએ પણ તેના ઉપયોગનો જ વિચાર કર્યો હતો. એ દૃષ્ટિથી જ તેમણે કહ્યું કે, ગોસેવા જ હિંદુસ્તાનને માટે લાભદાયી છે. તેથી તે જ ધર્મ બને છે. આવી પરિસ્થિતિમાં ગાયનો

જેટલો વિવિધ ઉપયોગ કરી શકાય તેટલો કરવાની આપણી ફરજ છે. વેદવચન છે કે, सहस्रधारा पयसा मही गौः । (એવી ગાય કે જે રોજ દૂધની હજાર ધારાઓ આપશે.) દૂધની એક ધાર કેવડી હોય છે તે તમે સમજી શકો. હિસાબ કરતાં વૈદિક ગાયનું ૪૦-૪૫ રતલ જેટલું દૂધ થાય. એ ઉપરથી વૈદિક ઋષિઓની શી ઇચ્છા હતી, અને ગાયની પાસે તેઓ શી અપેક્ષા રાખતા હતા તે તમારા ધ્યાનમાં આવશે. હમણાં તો ગાય સમૂળગું દૂધ આપતી નથી, એવી ફરિયાદ સાંભળવામાં આવે છે. વૈદિક ઋષિઓએ ગોસેવાની યોગ્ય દિશા બતાવી છે.

લોકો કહે છે, 'દૂધ ગાય પાસેથી મળી શકે, પણ ઘી માટે ભેંસને શરણે જવું પડે.' પણ આપણા પ્રાચીન વૈદિક ઋષિઓને આ વાત માન્ય નથી. તેઓ કહે છે, यूयं गावो मेदयथाः कृशं चित् । (હે ગાયો, કૃશ શરીરોને તમે ચરબીવાળાં બનાવો છો.) મેદ એટલે સ્નેહ એટલે ચરબી એટલે વૈજ્ઞાનિકો જેને ફેટ કહે છે તે. એનો અર્થ એવો થયો કે દૂબળાં શરીરોને પરિપુષ્ટ કરે એવી ચરબી ગાયના દૂધમાં પૂરતા પ્રમાણમાં હોવી જોઈએ. આજે ગાયના દૂધમાં ઘીનું પ્રમાણ અલ્પ દેખાતું હોય તો તે વધારવાનું કામ આપણું છે. એ કચાશ ગાયના દૂધની નથી, આપણા પ્રયત્નની છે.

આના સમર્થનમાં તેમણે ગાયનું વર્ણન વળી આમ કર્યું છે. अश्रीरं चित् कृणुथा सुप्रतीकम् । (જે શરીર અશ્રીર છે તેને ગાય શ્રીર બતાવે છે.) શ્રીર એટલે શોભન સુંદર, અ-શ્રીર એટલે શોભાહીન. અશ્રીર શબ્દ પરથી અશ્લીલ શબ્દ બનેલો છે. આ પરથી તમે જોશો કે, આપણને ગોસેવાનો પહેલો પાઠ વૈદિક ઋષિઓએ શીખવેલો છે, અને તેમણે એના વિકાસની દિશા પણ બતાવી છે, અને એ દિશા અનુચિત પૂજાભાવની નથી, પણ શુદ્ધ વૈજ્ઞાનિક દૃષ્ટિવાળી છે, એટલે કે પૂરેપૂરી ઉપયુક્તતાની છે.

**સેવાની વ્યાખ્યા**

સેવાનો અર્થ ઉપયોગહીન સેવા નથી. ઉપયોગી પ્રાણીનો ઉપયોગ કરી તેની બની શકે તેટલી સેવા કરવી એવો એનો અર્થ છે. એનો અર્થ એવો થયો કે, ઉપયોગી પ્રાણીઓને આપણે વધારેમાં વધારે ઉપયોગી બનાવવાં જોઈએ, અને એ રીતે આપણે તેમની વધારેમાં વધારે સેવા પણ કરી શકીએ — આપણે આપણાં બાળબચ્ચાંની સેવા એમ જ કરીએ છીએ. આવી રીતે આપણી દૃષ્ટિથી સેવાનો ઉપયોગ સાથે નિત્યસંબંધ છે. હવે હું એથીયે આગળ જઈ કહું છું કે. જેવી રીતે આપણે ઉપયોગહીન સેવા કરી શકતા નથી, તેવી રીતે સેવાહીન ઉપયોગ પણ ન કરવો જોઈએ. ગોસેવા સંઘના નામમાં સેવા શબ્દ વપરાયો છે તેનો અર્થ આ છે. એટલે સેવા કર્યા વિના આપણે લાભ ન લઈએ. આજે પણ ઓછાવત્તા પ્રમાણમાં એમ થાય છે. આજે પણ આપણે આપણાં ઢોરઢાંખરની થોડીઘણી સેવા કરીએ છીએ; પણ શાસ્ત્રીય દૃષ્ટિથી જેટલી કરવી જોઈએ તેટલી અલબત્ત નથી કરતા. કારણ, આજે ખુદ શાસ્ત્રીય દૃષ્ટિનો આપણામાં અભાવ છે. આ કામમાં તજ્જ્ઞો પાસેથી જરૂર મદદ લઈશું. પણ બધું તેમના પર ન છોડી શકાય. આપણે ગાયની પ્રત્યક્ષ સેવા કરવી જોઈએ. એવી પ્રત્યક્ષ સેવા આપણે કરીશું, ત્યારે જ ગોસેવાનું થોડુંઘણું શાસ્ત્ર આપણને હસ્તગત થશે.

**સ્નેહભાવનું મહત્વ**

પવનારમાં અમારા આશ્રમના એક ભાઈ નામદેવે બે ચાર ગાયો પાળી છે. નામદેવને બજાર માટે એક દિવસ સેલુ જવું પડ્યું. સાંજે તે પાછો આવ્યો ને દોહવા બેઠો પણ ગાય કેમે કરી દૂધ આપે નહીં. તેણે ખૂબ માથાકૂટ કરી. પછી તેણે પૂછ્યું, "આજે ગાયને થયું છે શું?" જવાબ મળ્યો, "કશું થયું નથી. દૂધ કેમ નથી આપતી કોણ જાણે! વાછરડું પણ બાંધેલું હતું. તેથી તે પણ ધાવી ગયું નથી." પછી નામદેવ ગાયની પાસે ગયો.

તેણે તેના શરીર પર હાથ ફેરવ્યો. તેને સ્નેહભર્યા અવાજે બોલાવીને થાબડી. આ સ્નેહદર્શન જોઈ થોડા વખત પછી ગાય દૂધ દેવા લાગી. ટૂંકમાં, નામદેવની માફક સેવા કરીશું ત્યારે જ ગોસેવાનું રહસ્ય ધીમે ધીમે આપણને સમજાશે, અને ગોસેવાનું શાસ્ત્ર પણ તૈયાર થશે.

कालिदास अने गोसेवा

હિંદુ સંસ્કૃતિના અજોડ પ્રતિનિધિ કાલિદાસે ગોસેવાનો કેવો સુંદર આદર્શ આપણી આગળ રજૂ કર્યો છે! મહારાજ દિલીપ ઋષિના આશ્રમમાં રહેવા આવે છે. ઋષિ તેને ગાયની સેવા કરવાનું કામ સોંપે છે. કારણ, આશ્રમમાં કંઈ પણ કામ કર્યો વિના થોડું જ રહેવાનું હોય છે? આશ્રમ એટલે સેવાભૂમિ. એ રાજા ગોસેવાનું કામ કેટલું આસ્થાપૂર્વક કરે છે, ગાયની કેટલી ચાકરી કરે છે, તેની પાછળ પાછળ કેવી રીતે ફરતો રહે છે, તેનું ચિત્ર કાલિદાસે આવી રીતે ચીતર્યું છે :

स्थितः स्थितामुच्चलितः प्रयाताम्, निषेदुषीमासनबन्धधीरः ।
जलाभिलाषी जलमाददानाम्, छायेव तां भूपतिरन्वगच्छत् ॥

જ્યારે એ ગાય ઊભી રહેતી ત્યારે તે ઊભો રહેતો; જ્યારે તે ચાલવા માંડતી ત્યારે તે ચાલવા માંડતો; તે બેસતી ત્યારે એ બેસતો; તે પાણી પીતી ત્યારે એ પાણી પીતો; શરીરની છાયાની જેમ એ રાજા તે ગાયની પાછળ પાછળ જતો હતો — તેનો અનુચર થયો હતો.

ગાય ઉદાર પ્રાણી છે. એ આપણી સેવા અને પ્રેમ પારખે છે, અને વધારેમાં વધારે લાભ આપવા તૈયાર હોય છે. સેવા શબ્દનું દોહન કરી મેં આ દૂધ આપની આગળ રજૂ કર્યું છે. એક તો ઉપયોગ કર્યા વિના આપણે સેવા કરી શકતા નથી. અને બીજી વાત એ કે, સેવા કર્યા વિના આપણે ઉપયોગ કરીએ તો

ગુનો થાય. આપણે એમ કરવું નથી. આ બે વસ્તુઓ મેં તમારી આગળ મૂકી છે.

હવે આપણે સંઘ શબ્દનું મનન કરીએ.

સંઘ શબ્દની વ્યાખ્યા

સંઘ શબ્દમાં કોઈ વિશેષ દૃષ્ટિ છે? રેંટિયા માટે સંઘ, હરિજનો માટે સંઘ, એમ આપણે અનેક સંઘો ઊભા કર્યા છે. એમના જેવો જ ગોસેવા માટે આ સંઘ બન્યો છે, એટલો જ, કે એમાં કંઈ વિશેષ અર્થ છે? એમાં વિશેષ અર્થ હોઈ શકે એમ મને લાગે છે. હિન્દુસ્તાનની જમીનની અને ગાયની આજે જે દશા છે, તે ધ્યાનમાં લેતાં જણાય છ કે, મોટે ભાગે સહકાર વિના આ કામનો વિકાસ થાય તેમ નથી. કદાચ ઠેકઠેકાણે સંઘો સ્થાપી તે દ્વારા આ કામ કરવું પડશે. ગોસેવા સંઘમાંથી આટલો વિશેષ અર્થ કાઢવામાં કશું ખોટું નથી.

પ્રતિજ્ઞાની ઉપયોગિતા

હવે આગળ વધીએ. ગોસેવા સંઘના કાર્યનો આરંભ પ્રતિજ્ઞાથી થાય છે. એની પાછળ એવો આશય છે કે, આપણે ગાયના જ દૂધઘીનું સેવન કરીશું તો આપણને તેની સેવા કરવાની ઇચ્છા થશે. તેથી ગાયનું જ દૂધઘી વાપરવાની પ્રતિજ્ઞા શરૂઆતમાં રાખવામાં આવી છે. ઘણા લોકો પૂછે છે કે, "પ્રતિજ્ઞાની શી જરૂર? પ્રતિજ્ઞા વિના કામ ન થઈ શકે?" જવાબમાં હું મારો પોતાનો અનુભવ કહું. મેં જોયું છે કે, સંકલ્પપૂર્વક કરેલો પ્રયત્ન જેવો સફળ થાય છે તેવો સામાન્ય ઇચ્છાને લીધે કરેલો પ્રયત્ન સફળ થતો નથી. કોઈ પણ મહાન કાર્ય સંકલ્પ વિના પાર પડતું નથી. સંકલ્પપૂર્વક આરંભ કરવામાં આવે તો અર્ધું કામ તો તેટલાથી જ પૂરું થાય છે. એકલાં દૂધઘી ખાઈશ કે નહીં ખાઉં એટલી જ આ પ્રતિજ્ઞા નથી. ગાયનાં દૂધઘીની પેદાશ વધારવાનો પ્રયત્ન કરવો, એ પ્રતિજ્ઞાનો હેતુ છે.

प्रतिज्ञानी બાબતમાં એક વાંધો હંમેશ લેવામાં આવે છે કે, પારકાને ત્યાં ગયા હોઈએ ત્યારે આવા નિયમને કારણે તેમને તકલીફ પડે છે. આને જવાબ બાપુએ પોતાની અહિંસાની ભાષામાં આપેલો છે. હું મારી અનાદરની ભાષામાં આપવા માગું છું. એટલી સભ્યતા રાખવાની જરૂર પણ શી? સૂર્યને આપણે તેનાં કિરણ પરથી ઓળખીએ છીએ. તે જ્યાં જાય છે, ત્યાં પોતાનાં કિરણ લઈ જાય છે. તેનાથી કોઈને તાપ લાગે કે આનંદ થાય, તેની તે પરવા રાખતો નથી. સૂર્ય પોતાનાં કિરણોનો ત્યાગ કરે તો તેનું સૂર્યપણું મટી જાય. તે જ પ્રમાણે આપણે પણ જ્યાં જઈએ ત્યાં આપણાં કિરણોની સાથે — આપણા સિદ્ધાન્તો સાથે — જવું જોઈએ. હું મારા સિદ્ધાન્ત કે વિચાર છોડીને કોઈને ત્યાં જાઉં તો હું ત્યાં મારું પોતાપણું છોડી દઉં છું એમ થાય. પછી હું 'હું' રહેતો નથી. આપણે આપણું સ્વત્વ છોડી દઈ કોઈને ત્યાં જઈએ તો તેને પણ આનંદ નહીં થાય. તેથી પ્રતિજ્ઞા અવશ્ય લેવી જોઈએ અને લોકોની કલ્પી લીધેલી તકલીફો બાબત તદ્દન નચિંત રહેવું જોઈએ.

एक आक्षेपनो जवाब

બીજી એક વાત. ગાયભેંસના સવાલને અંગે ઘણી ચર્ચા થયા કરે છે. બન્ને જાનવરો માણસને દૂધ આપનારાં છે. બન્ને વચ્ચે કોઈ મૂળભૂત વિરોધ હોવાનું કારણ નથી. તેમ છતાં આપણે ગાયનાં દૂધઘી વાપરવાની પ્રતિજ્ઞા લઈએ છીએ એમાં રહેલું રહસ્ય સમજી લેવું ઘટે છે. હિંદુસ્તાનની ખેતીનો દેવ બળદ છે. અને એ વાત સૌ કોઈ જાણે છે કે, હિંદુસ્તાન ખેતીપ્રધાન દેશ છે. બળદ આપણને ગાય પાસેથી જ મળી શકે. ગાયની એ જ વિશેષતા છે. આ વિશેષતાની સાથે ગાયની બીજી ઉપયોગિતા આપણે જેટલી વધારી શકીએ તેટલી વધારીએ. પણ ગાયનો મુખ્ય ઉપયોગ બળદની જનેતા તરીકે

गाय वि० भैंस

છે. બળદ વિના આપણી ખેતી થાય નહીં. તેથી આપણે ગાય તરફ ખાસ ધ્યાન આપવું જોઈએ, અને તેની સંભાળ લેવી જોઈએ. આમ આપણે ન કરીએ તો હિંદુસ્તાનની ખેતીને મોટી હાનિ થશે. આ દૃષ્ટિએ વિચાર કરીએ તો ભેંસનો સવાલ સહેલાઈથી ઊકલી જાય અને ગાયને ઉત્તેજન આપવું એ આપણું પ્રથમ કર્તવ્ય શી રીતે બને છે તે ધ્યાનમાં આવે.

ગાય અને પાડાની ઉપેક્ષા

દુકાળ વખતે જાનવરો કયા ક્રમમાં મરે છે એ બાબત મારા એક મિત્રે એક વખત પોતાના પ્રાન્તમાંનો અનુભવ કહેલો તે મને યાદ આવે છે. તેમણે કહેલું, સૌથી પહેલાં પાડો મરી જાય છે. કારણ, તેની ઉપેક્ષા કરી આપણે તેને મારી નાખીએ છીએ અથવા મરવા દઈએ છીએ. વર્ધાના બજારમાં ગાયો ભેંસો એક બે કલાકમાં વિયાવાની હોય એવી દશામાં લાવવામાં આવે છે. ઉદ્દેશ એ કે લોકો તેમને તાબડતોબ ખરીદી લે. એક વખત એક માણસ આવી એક ભેંસ વર્ધા તરફ લઈ જતો હતો. મનોહરજી તે વખતે મહારોગી સેવામંડળ મારફતે રક્તપિત્તિયાંની સેવા ચેગાંકેગામાં કરતા હતા. તેમણે તેને જોયો હતો. રસ્તામાં ચેગાંકેગા પાસે પેલી ભેંસ વિયાઈ. પુત્રજન્મ થયો. પણ એ ભાઈને પુત્રજન્મ ભારે આપત્તિજનક લાગ્યો. એ વિચાર કરવા લાગ્યો. આ પુત્ર શાનો? આ તો એક બલા વળગી છે! માણસને પુત્રજન્મથી આનંદ થાય છે. પણ ભેંસના પુત્રને તે સહન કરતો નથી. પેલા ભાઈએ એ પુત્રને ત્યાં જ પડતો મૂકયો અને વર્ધા જઈ ભેંસ વેચી જે પૈસા મળ્યા તે ગાંઠે બાંધીને તે પોતાના ઘર ભણી રવાના થઈ ગયો. બિચારો મહિષીપુત્ર ત્યાં જ પડ્યો રહ્યો. મનોહરજી રહ્યા દયાળુ સ્વભાવના. આનું હવે શું કરવું, તેની તેમને ચિંતા થવા માંડી. જે ખેતરમાં એ પાડું પડ્યું હતું તેના ધણી પાસે તે ગયા. તેને તેમણે પૂછ્યું, "આને તમે સાચવશો?" તેણે કહ્યું, "આ શી બલા છે! આને

હું શું કામ રાખું? એનો ઉપયોગ શો? એનું પાલન મારે શા માટે કરવું? છેવટે દશેરાના બલિદાન માટે એને વેચવો પડશે. બીજો કશો રસ્તો આને માટે નીકળી ન શકે."

આ એક હમેશની ઘટના મેં તમને કહી. ટૂંકમાં, સૌથી પહેલાં પાડો મરી જાય છે; તેની પાછળ ગાયનો વારો આવે છે; પછી ભેંસનો; અને સૌથી છેલ્લે બળદ મરે છે. બળદ સૌથી વધારે ઉપયોગી, એટલે તેને સાચવવાનો વિશેષ પ્રયત્ન કરવામાં આવે છે. ગમે તેમ કરી લોકો તેને ખવડાવે છે અને જિવાડવાનો પ્રયત્ન કરે છે. પણ સવાલ એ છે કે, ગાયની સેવા કર્યા વિના સારા બળદો ક્યાંથી મળે? હિંદુસ્તાનના લોકોને બળદ જોઈએ, પણ ગાયની સેવા તેમને કરવી નથી. ધાર્મિક દૃષ્ટિથી તેઓ ગાયની પૂજા કરવાનો ઢોંગ કરે છે, પણ દૂધને માટે તેઓ ભેંસને સારી ગણે છે! હિન્દુસ્તાનના લોકોની ઇચ્છા એવી હોય એમ જણાય છે કે, ભેંસ આપણી માતા હોય અને બળદ બાપ! યોજના તો મજાની છે, પણ ભગવાનને એ મંજૂર નથી. તેથી આ મામલો મુસ્કેલ બન્યો છે. ભેંસ અને ગાય બંનેનું સાથે પાલન કરવું હિંદુસ્તાનની આજની પરિસ્થિતિમાં બની શકે એવું નથી.

**ભેંસની પણ સેવા થતી શકતી નથી**

પણ આજે ગાયની સેવાને મહત્ત્વ આપ્યા વિના આપણો છૂટકો નથી, એ વાત આપણને બરાબર સમજાવી જોઈએ. ગાંધીજીએ કહ્યું કે આપણે જો ગાયને બચાવી શકીએ તો ભેંસનો સવાલ આપોઆપ ઊકલી જશે. આનું પૂર્ણ દર્શન મને પણ થયું નથી, અને કદાચ આજે તેની જરૂર પણ ન હોય.

ગાય અને ભેંસને એકબીજાનાં દુશ્મન માનવાનાં નથી. પણ આપણે ગોસેવાથી શરૂઆત કરવી જોઈએ, અને એ જ થઈ શકે. ખરું જોતાં, આજે આપણે ભેંસની પણ સેવા કરતા નથી. આજે ભેંસની આપણે જે સેવા કરીએ છીએ તે હકીકતમાં નથી ગાયની

સેવા કે નથી ભેંસની. આપણે એમાં કેવળ આપણો સ્વાર્થ જોયો છે. આપણે ભેંસની સેવા કર્યા વિના તેનો ઉપયોગ કરીએ છીએ.

ભેંસનો સ્વભાવ

હું હમણાં કહી ગયો કે, આપણે પાડાની ઉપેક્ષા કરીએ છીએ. વસ્તુસ્થિતિ એવી છે કે, હિંદુસ્તાનના થોડા ભાગમાં પાડાનો ઉપયોગ થોડોઘણો થતો હશે. પણ સામાન્યપણે હિંદુસ્તાનની ગરમ આબોહવામાં પાડો ઝાઝો ઉપયોગી થાય તેવો નથી. ભેંસનું પાલન આપણે કેવળ લોભને વશ થઈ કરીએ છીએ. નાગપુર ને વરાડ તરફ ઉનાળામાં ગરમીનું પ્રમાણ ૧૧૫° સુધી જાય છે. ભેંસને ખાસ કરીને એ દિવસોમાં પાણીમાં પડી રહેવાનું જોઈએ. પણ પાણીની ત્યાં અછત રહી. પાણી વિના બિચારી તરફડ્યા કરે છે. ભેંસ સંપૂર્ણપણે જમીન પરનું જાનવર નથી. એ અર્ધું જલચર અને અર્ધું સ્થલચર પ્રાણી છે. ગાય પૂર્ણ સ્થલચર છે. પાણીમાં રહેનાં પ્રાણીઓને પરમેશ્વરે વધારે ચરબી આપી છે. ટાઢ અને પાણીથી બચવામાં એ ચરબી કામ આપે છે. માછલીનું શરીર તેલથી ભરેલું હોય છે. તેથી જ પાણી બહાર નિકળતાં વેંત માછલી સૂર્યના તાપથી બળવા માંડે છે. એવી જ કંઈક ભેંસની દશા છે. તેથી નાગપુર ને વરાડ તરફના લોકો ભેંસને કંઈક ઠંડક મળે તેટલા ખાતર તેની પીઠ પર છાણનો લેપ કરે છે. એ જાનવરને ઉનાળામાં કેટલો બધો ત્રાસ થાય છે એનો તમને ખ્યાલ હોય છે. કોઈ પણ ગામડામાં જઈ ત્યાં ભેંસ કેટલી છે અને પાડા કેટલા છે તેની તપાસ કરશો તો ભેંસો ૧૦૦–૧૫૦ અને પાડા ૧૦–૨૦ છે, એવો જવાબ તમને મળશે. એમને તમે પૂછો કે નર અને માદા એટલે કે સ્ત્રીપુરુષની સંખ્યામાં આવો મોટો ફેર કેમ? તો આપણા ગામડાના લોકો જવાબ આપશે, "શું કરીએ! પ્રભુની મરજી જ એવી છે કે, પાડો ઝાઝા દિવસ જીવતો નથી." છેવટે અહીં પણ ભગવાનની કરણી આવી. આ આપણી અબુદ્ધિનું લક્ષણ છે.

આપણે ભેંસની તકલીફનો વિચાર ન કરતાં તેનો ઉપયોગ કરીએ છીએ; અને પાડાની ઉપેક્ષા કરી તે લાંબો વખત જીવતા નથી અને જીવવાના નથી, એમ કહીએ છીએ. ટૂંકમાં, આપણે ભેંસની સેવા કરીએ છીએ એમ પણ નથી. આપણે તેનો કેવળ ઉપયોગ કરીએ છીએ સેવાને નામે મીંડું છે. આ પરથી આપણે ગોસેવા સંઘની સ્થાપના શા માટે કરીએ છીએ એ તમને સૌને સમજાશે.

**યંત્રો વડે ખેતી કેમ ન કરવી?**

કેટલાક લોકો કહે છે કે, "હિંદુસ્તાન કૃષિપ્રધાન દેશ છે, તેથી ખેતી માટે બળદ જોઈએ, બળદ જોઈએ તો ગાય પણ જોઈએ જ, વગેરે તમારી વિચારસરણી ઠીક છે. પણ હિંદુસ્તાનને માટે આ જ એક અર્થશાસ્ત્ર હોઈ શકે? બીજું અર્થશાસ્ત્ર ન હોય? પરિસ્થિતિ અનુકૂળ થાય ત્યારે ખેતીનું કામ ટ્રેક્ટરથી કેમ ન કરવું?"

આના જવાબમાં હું પૂછું છું કે, ટ્રેક્ટર ચલાવીશું તો બળદનું શું થશે? જવાબ મળે છે, "બળદ હિંદુસ્તાનના લોકોએ ખાઈ જવા. હિંદુસ્તાનના લોકો બીજાં અનેક પ્રાણીઓનું માંસ તો ખાય છે. એવી જ રીતે બળદનું માંસ પણ ખાઈ શકાય. આ માર્ગ કેમ ન સ્વીકારવો?" આવી રીતે બળદને ખાઈ જવાની વ્યવસ્થા થશે ત્યારે જ ટ્રેક્ટર વડે જમીન ખેડવાની યોજના થઈ શકશે. એમ પણ કહેવામાં આવે છે કે, હિંદુઓ બળદ ખાવાને તૈયાર ન હોય તો બિનહિંદુઓ ખાય. આજે પણ હિંદુઓ ગાયને વેચે છે. જાતે કસાઈ પાસેથી પૈસા લે છે અને કસાઈને ગોહત્યાનું પાપ પધરાવી દે છે! આવી સુંદર આર્થિક વ્યવસ્થા તેમણે પોતાને માટે કરી છે! હિંદુ કહે છે કે, હું કસાઈને ગાય મફત આપી દઉં તો હું ગોહત્યાના પાપનો ભાગીદાર થઉં. પણ હું તો તેને ગાય વેચી દઉં છું, એટલે પાપનો ભાગીદાર નથી થતો. આ જ વ્યવસ્થાને જરા વધારે વ્યાપક બનાવીએ તો બધું બરાબર થઈ જશે.

આપણે ભેંસ પાસેથી દૂધઘી મેળવીએ, બળદને ખાઈ જઈએ, યંત્રો વડે ખેતી કરીએ એટલે ત્રણેયનો સવાલ ઊકલી જશે!

આના જવાબમાં બળદ ખાવો કેમ યોગ્ય નથી તે હું તમને સમજાવવા માગું છું. પૂર્વપક્ષવાળાઓની દલીલ એવી છે કે, પૂર્વગ્રહના માર્યા થોડા ચક્રમો બળદ ભલે ન ખાય, પણ બાકીના ખાધા વિના રહેવાના નથી, અને આપણે યંત્ર દ્વારા સુખેથી ખેતી કરી શકીશું. આ મુદ્દા પર આપણા વિચારો સ્પષ્ટ હોવા જોઈએ. મને ખાતરી છે કે, હિંદુસ્તાનની આજે જે સ્થિતિ છે, અને ભવિષ્યમાં થવાની છે, તેમાં આપણે ગોમાંસભક્ષણનો પ્રચાર કરીશું, અને યંત્રોની મદદથી ખેતી કરીશું, તો આપણે જીવતા રહેવાના નથી. આ વાત બરાબર સમજી લેવાની જરૂર છે. હિંદુસ્તાનના લોકો ગાયબળદને ખાવા માંડશે તો કેટલાં ગાયબળદ જોઈશે? એટલા બધા બળદની પેદાશ આપણે નહીં કરી શકીએ. કેવળ નામનું ગોમાંસ ખાવાનો ઢોંગ તો નથી કરવો ને? માંસ ખાવું જ હોય તો એ આપણા આહારનો એક નિયમિત ભાગ બનવો જોઈએ. તો જ એમાંથી જે લાભ થવાની અપેક્ષા રાખવામાં આવે છે તે થાય. પણ આપણે જાણીએ છીએ કે માણસ દીઠ સવા એકર જમીનને જોરે આપણને ખાવા માટે પૂરતા બળદ પેદા થાય એ શક્ય નથી. આપણે એવો ધંધો કરવા માંડીએ, અને ખેતી ટ્રૅક્ટરથી થવા માંડે, તો એક, ટ્રૅક્ટરનું ખર્ચ વધશે, બીજું, માંસ પણ પૂરતું નહીં મળી શકે અને છેવટે, ગાયબળદનો વંશ નાશ પામશે ને એની સાથે અહીં માનવવંશનો પણ અંત આવશે.

યુરોપ અને અમેરિકાની આ બાબતમાં શી સ્થિતિ છે તે જોઈએ. દક્ષિણ અમેરિકાના આર્જેન્ટિના નામના દેશમાં મોટાં મોટાં બીડોવાળો ખુલ્લો પ્રદેશ હોવાથી ત્યાં ગાયબળદને ચરવા માટે પૂરતી સગવડ છે અને તેથી ત્યાં મોટા પ્રમાણમાં તેમની પેદાશ થાય છે. અને એકલા બ્યૂનોઆયર્સ બંદરમાં દરરોજ દસ

યુરોપઅમેરિકાનો દાખલો

હજાર બળદની કતલ થાય છે અને ત્યાંથી તેના માંસના ડબા દૂર દૂરનાં દેશોમાં મોકલવામાં આવે છે. યુદ્ધને લીધે આ વ્યવસ્થા હવે યુરોપને ફાવે તેવી રહી નથી. પણ આમેય આ ક્રમ આવી રીતે ચાલુ રહે તો વખત જતાં લોકોને માંસ મળવું મુશ્કેલ થશે. તેથી યુરોપના ડૉક્ટરોએ એવી શોધ કરી છે, અને લાંબો વિચાર કર્યા પછી એવો નિર્ણય આપ્યો છે કે,—આમાં પણ મતભેદ હોવાનો સંભવ છે; કારણ ડૉક્ટરોમાં હંમેશ મતભેદ હોય છે — માંસના કરતાં દૂધમાં વધારે ગુણ છે. આ શોધ આપણા વૈદ્યોએ અને હકીમોએ ઘણા વખત પહેલાં કરેલી છે. મારું માનવું છે કે, આજે યુરોપના લોકો જેમ માંસાહાર કરે છે તેવી જ રીતે હિંદુસ્તાનના લોકો પ્રાચીન કાળમાં માંસાહાર કરતા હતા. છેવટે તેઓ એવા નિર્ણય પર આવ્યા કે, માંસને બદલે આપણે દૂધ વાપરીશું તો જીવતા રહીશું, અને ગાય પણ જીવતી રહેશે. તેથી ટ્રેક્ટરનો ઉપયોગ કરવાથી આપણા પ્રશ્નનો ઉકેલ થતો નથી. તેથી આપણે એ સમજવું જોઈએ કે, માંસના કરતાં દૂધ પર આધાર રાખવો બધી રીતે આવશ્યક તેમ જ અનિવાર્ય છે.

**દૂધનો મહિમા**

મારી ભવિષ્યવાણી છે કે, જેમ જેમ વસ્તી વધતી જશે તેમ તેમ દુનિયાભરમાં માંસનું મહત્ત્વ ઓછું થશે, અને દૂધનું વધશે. 'દૂધ પણ આખરે પ્રાણીજન્ય છે ને?' એમ પૂછવામાં આવે છે. હા, છે તો ખરું. 'તો પછી દૂધને પવિત્ર શાથી માનવામાં આવ્યું છે?' એનો જવાબ મેં અત્યારે જે કંઈ કહ્યું તેમાંથી મળી રહે છે. હમણાં જ મેં કહ્યું કે, એક કાળે હિંદુસ્તાનમાં માંસાહાર પ્રચલિત હતો. એમાંથી છૂટવા માટે શું કરવું એવો સવાલ પેદા થયો. યોગીઓએ અને વૈદ્યોએ ગાયના દૂધનો મહિમા લોકો આગળ વર્ણવ્યો. એ વખતે માણસને માંસાહારમાંથી છોડાવી શકે એવી દૂધ

એ એક ચીજ દેખાઈ. તેથી દૂધ પવિત્ર મનાયું. આનો પુરાવો વેદમાં પણ મળે છે. ઋગ્વેદમાં વચન છે કે, *गोभिष्टरेम अमतिं दुरेवाम्, यवेन क्षुधं पुरुहूत विश्वम्।* આ મંત્રનો હું આમ અર્થ કરું છું: દુર્નિવાની ભૂખ તો અમે ધાન્યની મદદથી સંતોષી શકીએ છીએ. પણ દુરેવાં અમતિમ્ એટલે દુર્માર્ગ તરફ દોરી જનારી અબુદ્ધિનું એટલે કે માંસ ખાવા તરફ પ્રવૃત્ત કરનારી અબુદ્ધિનું અમે ગાયના દૂધની મદદથી જ નિવારણ કરી શકીએ એમ છે. બધી જાતની અબુદ્ધિ દૂર કરવાના કામમાં ગાયનું દૂધ અમને ઉપયોગી થાય છે. તેથી ગાયનું દૂધ પવિત્ર મનાયું અને મનાવાનું. આ બધાનો સાર એ કે, જે લોકો ટ્રૅક્ટરનિશાનો પ્રચાર કરે છે તે ભીંત ભૂલ્યા છે.

**કેટલીક સૂચનાઓ**

આટલું કહ્યા પછી મારે બહુ ઓછું કહેવાનું બાકી રહે છે. એટલે હવે આપણા સંઘના સભ્યોની ફરજો બાબત થોડું કહી દઉં. આજે ફક્ત એક સંઘની સ્થાપના થઈ છે. આ વિષયને અંગે હિંદુસ્તાનને વિચાર કરતો કરવાનો છે, પ્રેરણા આપવાની છે. આપણે એક વ્યાપક પ્રચારકાર્ય કરવાનું છે. પણ સૌથી પ્રથમ કામ એ કરવાનું છે કે, ગોસેવાસંઘના જેટલા સભ્યો હોય તેમણે સ્વદેશી ધર્મને અનુસરી પોતે જ્યાં હોય ત્યાં, કામ શરૂ કરી દેવું જોઈએ. દરેક શહેરમાં ગાયનું ચોખ્ખું અને સારું દૂધ મળે એવી વ્યવસ્થા કરવી જોઈએ. ગામમાં ગાયો પાળી ગોસેવાને ઉત્તેજન આપવું જોઈએ, અને પ્રયોગક્ષેત્ર નજીકમાં જ રાખવું જોઈએ. અમારો વિદ્યાર્થી જેમ ગાયની વ્યક્તિગત સેવા કરે છે, તે પ્રમાણે, બની શકે તો, વ્યક્તિગત સેવા કરવી જોઈએ. આવું કશું ન કરતાં આપણે કેવળ વ્યાપક મતપ્રચાર કરવા મંડી પડીશું તો આ કાર્યનો વિકાસ નહીં થાય. કોઈ પણ જાતની સક્રિય સેવા આપણે

જ્યાં હોઈએ ત્યાં શરૂ કરવી જોઈએ. કાર્ય કરવાનો આ એક માર્ગ મેં સૂચવ્યો છે.

**વિધાયક દૃષ્ટિની આવશ્યકતા**

બીજી વાત એ છે કે, આપણા ગોસેવા સંઘના ઘણાખરા સભ્યો બીજાં રચનાકાર્યો કરનારાઓમાંના છે. આપણી દૃષ્ટિ એવી હોવી જોઈએ કે, આપણાં જેટલાં કાર્યો છે તે ખંડિત સ્વરૂપમાં જુદા જુદા કકડા છે એમ સમજીને કરીશું, તો સફળતા નહીં મળે. ખાદી, ગ્રામોદ્યોગ, ગોસેવા વગેરે બધાં મળીને એક પૂર્ણ કાર્ય છે, એ આપણે ધ્યાનમાં રાખવું ઘટે.

આને અંગે એક દાખલો આપું. અમે બધા સુરગાંવ ગયા હતા. ત્યાં અમે એક તેલઘાણી ચલાવીએ છીએ. એ ઘાણીનું તેલ ગામના લોકોને મળે છે. ગામવાળાઓને પૂછયું, એક ઘાણી વડે ગામની જરૂર પૂરી પડશે? તેમણે જવાબ આપ્યો, એક ઘાણીથી પૂરતું કામ થતું નથી. પછી પૂછયું, તો તમે બીજી ઘાણી કેમ શરૂ કરતા નથી? તેમણે કહ્યું, કરી શકાય તો બહુ સારું. એટલે બે ઘાણી ચલાવવાનું નક્કી થયું. બધું તેલ ગામમાં પિલાય તો બહારનું તેલ ગામમાં ન આવે, અને આવવા પણ ન દેવું. બે ઘાણી તો થઈ. પણ સવાલ ઊભો થયો કે ખોળ થાય તેનું શું કરવું? કારણ, ત્યાં પૂરી કિંમત આપી ખોળ લેવા જેટલી માગ નહીં. એટલે એ ખોળનો ઉપયોગ કરી શકે એટલી ગાયો ત્યાં રાખવાનું નક્કી થયું. આવી રીતે ત્યાં ગોસેવા તેલઘાણી સાથે સંકળાઈ ગઈ. આવી રીતે આપણે ખાદી, તેલઘાણી, ગોસેવા વગેરે બધી રચનાત્મક પ્રવૃત્તિઓનો એકત્ર વિચાર કરીશું ત્યારે આપણી યોજના અસફળ અને અર્થહીન નહીં, પણ સફળ અને અર્થવાળી થશે. આપણે બધાં કામમાં માથું મારવું જોઈએ એમ કહેવાનો મારો આશય નથી. પણ આપણા જે કાર્યકર્તાઓ જુદાં જુદાં કામમાં પડયા છે તેમને માટે હું આ એક દૃષ્ટિ રજૂ કરું છું.

હમણાં જ એક સવાલ પૂછવામાં આવ્યો કે, ગોસેવાનું કામ રચનાત્મક કાર્યક્રમમાં સમાય છે? બાપુજીએ એનો અહિંસાની દૃષ્ટિથી પોતાની સૌમ્ય ભાષામાં જવાબ આપ્યો. એ જ સવાલ મને પૂછવામાં આવે તો હું પૂછનારને સામો સવાલ પૂછું કે, ગોસેવાનું કાર્ય એ વિધ્વંસક કાર્ય છે એમ તમે માનો છો? તે વિધ્વંસક ન હોય તો વિધાયક કે રચનાત્મક છે એ દેખીતું છે. આટલું સમજવાની બુદ્ધિ પણ આપણામાં ન હોય? આપણે ખાદી, ગ્રામોદ્યોગ અને ગોસેવાને અલગ અલગ ટુકડા માનીશું તો એ બધાં કાર્યો પ્રાણહીન થશે. આ જ આપણું અર્થશાસ્ત્ર છે, અને એ આપણે સમજી લેવાનું છે. તેને આપણે પરિપૂર્ણ અને સર્વાંગી બનાવવાનું છે. આપણા સંઘના સભ્યોને હું કહું છું કે, તમે ગોસેવાના કામમાં ભેદદૃષ્ટિ ન વાપરતા. એને પરિપૂર્ણ કરવા માટે તનતોડ પ્રયત્ન કરો અને શાસ્ત્રીય ઢબે વ્યવસ્થિતપણે કામ કરો.

ભાઈઓ, મારે આ વખતે તમને જે કંઈ કહેવાનું હતું તે મેં કહી દીધું. હાલ તુરત વધારે કશું કહેવાની મને જરૂર જણાતી નથી.

## ૨૮

# પ્રાર્થના પછી*

પ્રથમ મારે પોતાને વિષે કહી દઉં. કુલ નવ મહિનામાં મારું નવ રતલ વજન ઘટયું. તેમાંથી છ રતલ વજન પાછું મેળવ્યું. ખોરાક હું અહીંના જેવો જ લેતો હતો.

મારો રોજનો કાર્યક્રમ આવો હતો: સવારની પ્રાર્થના, આસપાસ ચારે બાજુ સૂતેલા લોકોને ત્રાસ ન થાય તેટલા માટે હું મનમાં કરતો. તે પછી પ્રાતર્વિધિ, વાચન, નાસ્તો; પછી ૮ાા વાગ્યા સુધી બે વર્ગો લેતો. એક વર્ગ સંસ્કૃત વાલ્મીકિ રામાયણનો; બીજો, ગીતાવિષયક ચર્ચાનો. વર્ગ પછી ફરવા જતો. પછી થોડુંક લખતો. તે પછી ભોજન, આરામ; બાદ થોડો વખત કાંતતો. પછી અહીંની જેમ અર્ધો કલાક સમૂહકાંતણ થાય છે. તેમાં બધા સામેલ નથી થતા, પણ અર્ધા ઉપર જોડાય છે ખરા. કાંતણ પછી આગલે દિવસે કાંતેલા તારની નોંધ થાય છે. તે પછી ફરવાનું. સાંજના ભોજન પછી વીસ મિનિટ ખાલી હોય છે. તે પછી સાંજની પ્રાર્થના. હાલ પ્રાર્થનામાં આપણી સ્વરાજની શી કલ્પના છે તે કહેતો. રામાયણ વાંચતો હતો, પણ આંખને લીધે તે બંધ કર્યું. પ્રાર્થના પછી ૮ાા વાગ્યે સૂઈ જતો અને ૪ વાગ્યે ઊઠતો.

મારી આંખની બાબતમાં લોકોને થોડીઘણી માહિતી મળી હશે. આંખ કંઈક નબળી પડી છે એ વાત સાચી છે. કુરાનના વાચનથી આમ થયું છે. નહીં તોય થાત જ. પણ આજે

* વ્યક્તિગત સત્યાગ્રહની લડતમાં બીજી જેલયાત્રા પછી ૧૨–૭–'૪૧ ને રોજ નાલવાડી મુકામે સાંજની પ્રાર્થના પછી કરેલા પ્રવચનનો સાર.

જે થાક જણાય છે તે થોડા વરસ પછી જણાત. આ થાકને કારણે વધારે વાંચવાલખવાની શકયતા હવે રહી નથી. ફરજ તરીકે જેટલું વાંચવું પડે છે, તેથી વધારેની જરૂર પણ નથી. મેં આંખને તસ્દી આપવાનું બંધ કર્યું. સવારે ફક્ત અર્ધો કલાક કુરાનને આપતો.

હવે જેલના વાતાવરણ વિષે થોડુંક કહું. ત્યાં જુદા જુદા પ્રકારના લોકો છે. પ્રાન્તિક સમિતિના પ્રમુખ છે, તાલુકા સમિતિના પ્રમુખો છે, ધારાસભાના સભ્યો અને બીજા અનેક હોદ્દેદારો પણ છે. તેમની પાસેથી ઘણું લેવા જેવું છે. મારા ધ્યાનમાં એક વાત આવી તે એ કે, આ આખા સમાજને સાથે રહેવાનું છે તો તેમનામાં કોઈ પણ પ્રકારની સામુદાયિક ભાવના નિર્માણ થવી જોઈએ.

સામુદાયિક ભાવના નિર્માણ થવા માટે મને તકલી સારામાં સારું સાધન લાગે છે. આ વાતનો અનુભવ જેલમાં ઘણાને થયો. મારું જ્યારે છૂટવાનું નક્કી થયું ત્યારે બધી મંડળીએ 'આવતી કાલે રોજના અર્ધા કલાકને બદલે એક કલાક કાંતીને એ બધું સૂતર વિનોબાને આપીશું,' એમ ઠરાવ્યું. કાલે મારા છૂટવાને વખતે બધા લોકો ભેગા થયા હતા. તેમના પ્રેમના ચિહ્ન તરીકે તેમણે એ સૂતર મને આપ્યું છે. આ જ સમુદાયભાવના છે.

એપ્રિલની ૬ઠ્ઠી કે ૧૩મી બેમાંથી કોઈ પણ એક તારીખે કેટલાક જણાએ ચોવીસ કલાક અખંડ રેંટિયો ચલાવ્યો હતો. તેમાં વિશેષ કહેવા જેવું એ કે બે જણે બે તકલીઓ ૨૪ કલાક અખંડ ચાલુ રાખી આવી હતી. આવો પ્રયોગ આપણે ત્યાં હજી કદી કરવામાં આવ્યો ન હતો. એ ત્યાં થયો. તેમાંથી એક જણે ૨૪ કલાકમાં ૨૧ લટ સૂતર કાંત્યું. કલાકની એક લટ થાત તો સારી ગતિ કહી શકાત. કાંતનારાએ બન્ને હાથે સૂતર કાંત્યું. તેને થાક જરૂર લાગ્યો હતો. પણ તે સુખ્યત્વે બેસવાથી; હાથ કે પિંડી દુઃખવા માંડયાં નહોતાં.

હવે મારે અહીંના લોકોને કેટલીક વાતો કહેવાની છે. મારું ધ્યાન કપાસ લોઢીને સળિયોપાટલાની પદ્ધતિથી લોઢીને પૂણી બનાવવાના પ્રયોગ પર ચોંટયું છે. એ બાબતમાં મેં એક લેખ લખ્યો હતો. એમાં મેં એવી સૂચના કરી હતી કે આ બાબતમાં પ્રયોગ કરનારાઓ મને પોતપોતાના અનુભવ જણાવે. પણ કોઈની પાસેથી એ બાબત મારી પાસે કશી ખબર આવી નથી. મેં જેલમાં એ પ્રયોગ શરૂ કર્યો હતો; પણ મારાં આંગળાંના પરસેવાને કારણે એ મારે બંધ કરવો પડ્યો. તેમ છતાં જે કંઈ અનુભવ થયો તે પરથી વિચાર કરતા લાગે છે કે બધી ક્રિયાઓ સાથે એક કલાકમાં એક લટ સૂતર કાંતવામાં વાંધો નહીં આવે. એ ક્રિયામાં પાર વગરની શક્યતા છે. એને માટે આપણે ત્યાંના કેટલાક લોકો રોજ નિયમિતપણે અર્ધો કલાક આપે તો સારું.

આપણા લોકોએ પોતાના જીવનનાં તત્ત્વોનો અભ્યાસ કરવો જોઈએ. આપણે ત્યાંના લોકોને આપણા સમગ્ર તત્ત્વજ્ઞાનનું જ્ઞાન હોવું જોઈએ. ખાદીશાસ્ત્રની જે પરીક્ષાઓ શરૂ કરવામાં આવી છે તે તો બધી આપવી જ જોઈએ. તે ઉપરાંત આપણે ત્યાંનાં બધાં માણસોએ ગ્રામોદ્યોગ, ખાદી, વગેરેના સિદ્ધાન્તોનો અભ્યાસ કરવો જોઈએ.

આપણા માણસોમાં હિંદુમુસલમાનનો ભેદભાવ નથી. પણ આપણા મનમાં એવી ભાવના નથી એટલે એ બાબતમાં આપણે માટે હવે કશું કરવાપણું નથી એમ નથી. આજે બધે જે રમખાણો ને હુલ્લડો થાય છે તેમાં પ્રાણ હોમવાનો વખત આવે તો ખુશીથી પ્રાણ આપવાની આપણી તૈયારી હોવી જોઈએ. આ યાદવાસ્થળીમાં પ્રાણ આપવાનો વખત આવે તો તે આપણને શુભ મુહૂર્ત લાગવું જોઈએ. આપણો પ્રેમ એટલો વિકસિત થયો હશે તો જ આપણે તેમ કરી શકીશું. પ્રેમ ન હોય તો એમ ન કરી શકાય. એકબીજા પ્રત્યેનો પ્રેમ પરિપૂર્ણ અને ઉત્કટ હોવો જોઈએ.

હમણાં જ રામાયણમાં વાંચ્યું કે રામચંદ્ર જટાયુને કહે છે, "ભાઈ જટાયુ, તારા પુણ્યને લીધે તને સદ્‌ગતિ મળી છે. જેઓ પર-હિતની બાબતમાં તત્પર હોય છે તેમને માટે આ દુનિયામાં કશું દુર્લભ નથી." આપણા ચિત્તમાં કોઈ પણ જાતનો ભેદભાવ ન હોવો જોઈએ. એમ હશે તો જ આપણે કસોટીમાંથી પાર ઊતરીશું.

અહીં પ્રાર્થના ઠીક થતી દેખાય છે. પણ છેવટે સૂતરની જે નોંધ થાય છે તેમાં બધાંનાં નામ દેખાતાં નથી. તે હોવાં જોઈએ. આ બાબતમાં પશ્ચિમનાં રાષ્ટ્રોનો દાખલો લેવા જેવો છે. લાખો માણસો બન્ને બાજુએ લડે છે. કેવી તેમની રચનાશક્તિ, કેવડો મોટો બંદોબસ્ત! શત્રુના હાથમાં પોતાની માલમિલકત ન આવે એટલા માટે પોતાનું સ્થાન છોડીને જતી વખતે તેને તેઓ વ્યવસ્થિત-પણે બાળી નાખે છે. લડાઈમાં જે જે સ્થાનો જીતતાં જાય છે તે તે ઠેકાણે તેમને પોતાની સાથે વીજળી, રેલવે, પાણી, ખોરાક બધું લઈ જવું પડે છે. આ તેમની રચનાશક્તિ આપણામાં આવવી જોઈએ અને આપણને સહજ થવી જોઈએ. સૂતર નોંધવાની આ નાનીશી ક્રિયામાં આપણે આપણી જીવનશ્રદ્ધાનો અંશ રેડવો જોઈએ.

વિચાર કરો કે, મને જો આવી ટેવ ન પડી હોત તો હું જેલમાં શું કરી શકત? નહીં તો આજે જેલમાં જે પ્રેમની ગ્રંથિ દેખાય છે તે ન જોવા મળત. ત્યાં મહિને હજાર વાર સૂતર આપનારા ૩૫ ચરખા સંઘના સભ્ય થયા. આ બધું પરિણામ શાનું છે? હવે આ બધુ કેટલા દિવસ સુધી ટકશે એ એક પરમેશ્વર જાણે. પણ આપણે જ્યાં જ્યાં જઈએ ત્યાં ત્યાં આપણું વાતાવરણ આપણી આસપાસ નિર્માણ થવું જોઈએ. સૂર્ય જ્યા જાય છે ત્યાં પોતાનાં કિરણ પોતાની સાથે લઈને જ જાય છે.